# સોનેરી ખંજર

લેખક :

શામળદાસ લક્ષ્મીદાસ ગાંધી.

પ્રકાશક :

હિંદુસ્થાન પ્રેસ

મુંબાઇ.

મૂલ્ય બાર આના.

# સોનેરી ખંજર

(એક સામાજીક નવલકથા.)

લેખક :

શામળદાસ લ. ગાંધી.

આ પુસ્તક મુંબઇના કોટમાં, બેંક સ્ટ્રીટ નંબર ૧૨–૧૪ વાળા
મકાનમાં આવેલા ધી "હિંદુસ્થાન" છાપખાનામાં
રા. રા. ગોરધનભાઇ ઇશ્વરભાઇ પટેલે છાપ્યું છે.

# પ્રસ્તાવના.

ચાર માસ પૂર્વે હું મારી જન્મભૂમિ – રાજકોટ ગયો ત્યારે મને શ્રીયુત કનૈયાલાલ કોઠારીયે એક અંગ્રેજી નવલકથા બતાવી. મેં તે એ સમયે તો ઉપરઉપરથી વાંચી જોઇ છતાંયે મને તે સુંદર જણાઇ; અને મેં મારો આ અભિપ્રાય શ્રી. કનૈયાલાલભાઇ પાસે વ્યક્ત કર્યો. તેઓ પોતે એ સમયે એ નવલકથાપરથી 'હિંદુસ્થાન' માટે એક ગુજરાતી કથા રચવાનો વિચાર કરી રહ્યા હતા પરંતુ બીજી પ્રવૃત્તિઓ આડે એમનાથી એ તુરતમાં તો થઇ શકે એમ નહતું.

બાલ્યાવસ્થાથીજ સમાજવાદી કાંઇ પણ સાહિત્ય વાંચવા મળી આવતાં વાંચી નાંખવાનું મને મન થઇ આવે છે. અને, પરિણામે, આજસૂધીમાં આવું સાહિત્ય – અતિ ઘણું અલ્પ – વાંચ્યા પછી, વિચાર્યા પછી આવતી કાલના સમાજવાદને માટે મારાં મનમાં તો મેં અનેક ઉન્નત આશાઓ માંડી રાખી છે. અને કનૈયાલાલભાઇએ કરવા ધારેલું કાર્ય, મારી આવી મનોદશાને અંગે મેં આદર્યું.

મુંબઇ આવ્યા પછી જેક લંડનની આ નવલકથા – આયર્ન હીલ – મેં બરોબર વાંચી અને તેનો અનુવાદ કરવાનું કામ મને મુશ્કેલ અને મિથ્યા જણાયું. પરિણામે એ વાત પડતી મૂકી, એ પુસ્તકની થોડી વાતો જાળવીરાખી, બીજી સ્વતંત્રરીતે રચી કાઢી આ નવલકથા ઉપજાવી છે.

આપણી ભાષામાં આજસૂધીમાં સમાજવાદી સાહિત્ય બહુ બહુ ઓછું ઉતર્યું છે અથવા ઉપજ્યું છે. પ્રતિ વર્ષે એકજ

મુખ્ય હબની નવી નવી નવલકથાઓ આપણા હાથમાં આવતી એથી તો અજીર્ણ જ ઉપજવાનો અવસર આવી લાગ્યો એટલામાં ભારતવર્ષ પર ચમકી રહેલી આત્મસુધારણાની પ્રખર વિજળી- માંથી બે પાંચ તણખા ગુર્જર સાહિત્ય ક્ષેત્રે પણ ખરી પડયા ; અને એ ક્ષેત્રે પણ નવયુગ બેઠો. છેલ્લાં બે વર્ષો દરમ્યાન પ્રકટ થયલાં કેટલાંયે પુસ્તકોમાં આ નવયુગના ભણકારા વાગી રહ્યા છે અને આ નવલકથા પણ એનાથી વંચિત ન રહી શકી હોય તો ના નહિ.

આ કથા લખી છૂટતી વખતે મને મારી – અને એને અંગે પુસ્તકમાંની અપૂર્ણતાઓનું પૂરેપૂરૂં ભાન છે. પણ જે સદ્‌ભાવથી આ પુસ્તક લખવા હું પ્રેરાયો છું અને જે સદ્‌ભાવથી 'હિંદુસ્થાન' આ પુસ્તકને પ્રકટ કરવાને પ્રેરાયેલ છે એજ સદ્‌ભાવથી અમારા વાંચનારાઓ આ પુસ્તકને સ્વીકારી લેશે તો મારો અને 'હિંદુસ્થાન'નો શ્રમ સાર્થક થશે.

આ પુસ્તક શરૂ કરતી વેળાએ હું 'હિંદુસ્તાન'ના મેનેજીંગ એજન્ટસ શ્રીમાન્ રણછોડદાસ લોટવાળાને મળેલો. તેઓ લક્ષ્મીવાન છતાંયે સમાજવાદ માટેની એમની ભગશ અથાગ છે. મને એમણે આ પુસ્તકની શરૂઆતમાં આપેલા કેટલાક સૂચનાઓ માટે હું એમનો આભારી છું.

સાંતાક્રૂઝ
૧૮ : ૫ : ૧૯૨૩
કારાવાસનો ચૌદમો મહિનો.

શામળદાસ લક્ષ્મીદાસ ગાંધી

# અનુક્રમણિકા.

# સોનેરી ખંજર.

## પ્રકરણ ૧ લું

—:૦:—

### મારા પતિદેવ

મારી આસપાસની કુદરતનાં સર્વાંગોમાં કોઇ અનેરૂં સૌંદર્ય ચમકી રહ્યું છે. સામેનાં સુંદર ઉપવનમાંથી મંદ મંદ વહી આવતી ઉન્હાળાનાં પ્રભાતની અનિલ લહરીઓમાં મીઠો પરિમલ પ્રસરી રહ્યો છે. સુકાઇને દુબળી થયલાં સરિતાનાં છીછરાં નીરમાં અનિલરાજે ઉપજાવેલી આછી લહરીઓ જળનીલા પત્થરે પટકાઇ મધુર સંગીત ઉપજાવી રહી છે. વૃક્ષોનું ડોલન, ભ્રમરોનું ગુંજન અને આ સંગીતના સ્વરોનું મધુર મિશ્રણ મને સવિશેષ આકર્ષે છે; પણ એ બિચારૂં અફળ નિવડે છે. ઉગતાં પ્રભાતની પ્રથમ ઘડિયોમાં હજુ તો શાંતિનું સામ્રાજ્ય સ્થપાઇ રહ્યું છે. મારી વિચારમાળાના મણકાઓ તો ફરતાજ જાય છે. મારાં

અંતરમાં ભારે અશાંતિ છે. તમને કદાચ વિચિત્ર લાગશે પણ મારાં અંતરની અશાંતિનાં મૂળ મારી આસપાસની શાંતિમાં રહ્યાં છે– હું જાણું છું કે અત્યારે વહી રહેલી શાંતિ કૃત્રિમ છે, ક્ષણિક છે.

આખી આલમ અત્યારે શાંત સાગરે તરી રહી છે. પણ આ શાંતિ હમણાંજ–અરે થોડા સમયમાંજ ચઢનારાં એક પ્રચંડ વાવાઝોડાં પહેલાની શાંતિ છે. આવતા સમયનાં આછાં નિશાનો વાતાવરણમાં મને પ્રત્યક્ષ થાય છે. મારાં કર્ણદ્વારે કાંઇ કારમા સમયની કિકિયારીઓના ભયાનક નાદો અથડાય છે.

આવી દશામાં મને શાંતિ શી રીતે હોય? વિચાર પરંપરાઓને વહેતી અટકાવવા કેટલાયે યત્નો કર્યા કરૂં છું. પણ એ સઘળું વ્યર્થ જાય છે. વળી છેલ્લાં કેટલાંય વર્ષો થયાં ભારે ગડમથળમાં ગાળેલાં જીવનને વર્તમાન શાંતિ વસમી લાગે છે. મને લાગે છે કે આ જગતપર મહાનાશનાં વાદળો હમણાંજ વરસી પડશે. દુઃખી જનતાનાં કરૂણ રૂદનના નાદો એ સંભળાય ! પણ કાંઇ નહિ. દુઃખના દાવાનળમાં—અશાંતિની આગમાં સળગી રહેલા કેટલાયે જીવાત્માઓની ખાખમાંથીજ આ અવનિપર સાચી શાંતિ–કંઇક કાળ જીવી શકે એવી શાંતિ જન્મવાની છે.

અત્યારે હું કેવળ એકલીજ છું. કેટલીક વેળા જ્યારે ભાવિના પડદા પાછળ નજર નાંખવાના યત્નો મિથ્યા જાય છે ત્યારે મારી દષ્ટિમર્યાદામાં ભૂતકાળનાં આછાં ચિત્રો તરી આવે છે. ધૂળમાં રગદોળાતી જનતાની ઉન્નતિ અર્થે, સોનેરી ખંજર વડે રહેંસાઇ રહેલાં ઇશ્વરના સંતાનોના બચાવ કાજે અને

સમાજના પુનરૂદ્ધારને કારણે મારા પતિદેવે પોતાનાં જીવનની છેલ્લી પળો સુધીયે પોકાર કર્યો. મારી એ મનોહર મૂર્તિ આજે અસ્તિત્વમાં નથી: પણ એમણે પ્રકટાવેલી જ્યોત તો હજુ ઝળહળેજ છે. અને અમારો પહેલો યત્ન શું નિષ્ફળ ગયો છે? નહીંજ. એ પછીથી તો ગરીબોનો અંતરતાપ આજે એટલો વધી ગયો છે કે સોનાનાં ખંજરને તેમાં પીગળ્યેજ છૂટકો છે. અને આ ધન્યદિનનાં વિજયી પગલાં આખાં વાતાવરણમાં આજે જ્યારે વાગી રહ્યાં છે ત્યારે મારાં અંતરે શાંતિની સંભાવના શી હોય?

આવી મારી અંતરદશામાં મારા પતિદેવને માટે બે શબ્દો આલેખવા—અમારાં જીવનનો થોડોક ઇતિહાસ ઉકેલવા હું ઉદ્યુક્ત થઇ છું. અને મારા પતિદેવના જીવનપ્રસંગો મારા સિવાય અન્યથી એટલા સુંદર નહિ આલેખાય. એમનાં શરીરમાં કોઇ મહાન આત્મા “વસી રહ્યો હતો. અત્યારે મને કેવળ એકજ વાત ખૂંચે છે” મારા પતિદેવ આવતી કાલનું પ્રભાત નિરખવા જીવતા નથી. સોનેરી ખંજર સામેના અમારા સંગ્રામમાં અમારો વિજય અનિવાર્ય છે. ગરીબ બિચારૂં સોનાનું ખંજર! દીન અને દુ:ખીનાં ગળાંપર ચાલી રહેલું આ ખંજર થોડાજ સમયમાં હતું ન હતું થઇ જશે! ગણ્યાગાંઠ્યા દિવસોમાંજ દુનિયાના કામદારો પોતાના જાન ખેંચી રહેલાં એ સોનેરી ખંજરનો—દુનિયાના એ મદમસ્ત મૂડીવાદનો મૃત્યુઘંટ વગાડવાને આખરનાં પ્રયાણ આરંભશે! આંતરરાષ્ટ્રિય ક્રાન્તિ થશે. તે હશે દુનિયા જેટલી મહાન, અને તેટલીજ વિશાળ. જગતના ઇતિહાસમાં તે દિવસે નવાં પાનાંઓ ઉમેરાશે.

નજીકનો ભવિષ્યકાળ મારી આંખ સામે ક્યારેક મૂર્તિમંત થાય છે ત્યારે મારાં હૃદયમંદીરમાં અનેરી જ્યોત પ્રકટી રહે છે, આવતી કાલનાં સુંદર સ્વપ્નાંઓમાંજ મેં મારાં પાછલાં વર્ષો વીતાવ્યાં છે એટલે એ સ્વપ્નાંઓમાં સત્યનો સાક્ષાત્કાર થતાં મને શું શું નહિ થાય ? .........

અને પતિવિહોણું જીવન નિરસ લાગે છે. કોઈ વેળા તો અંતરનો દુઃખભાર અસહ્ય થાય છે. આવતી કાલે તો જગતનો મૂડીવાદ અસ્તાચળે ઉતરી જશે. આ વસ્તુસ્થિતિ ઉપજાવવામાં મારા પતિદેવનો હાથ છે—ભાગ છે. હું એમની અર્ધાંગના કામદારોનો -- અરે, જગતના પિતાઓનો વિજય નિરખી મારા પતિદેવને એમનાં કાર્યની પૂર્ણાહુતિનો મહાસંદેશ પહોંચાડવા પહોંચી જાઉં એજ મારી મનકામના !......

મારા હૃદયદેવની વાતો મારા વિના કોણ કરશે ? સર્વ કોઈ સમજે છે કે આખી આલમની સાચી સ્વતંત્રતાને માટે એમણે અથાગ શ્રમ સેવ્યો છે; કેટલાંય કષ્ટો ભોગવ્યાં છે. તેમની સાથે આ જીવનનાં વીસ વર્ષો વીતાવ્યાં છે. એમની ખંત, એમનું ધૈર્ય, એમનું નિશ્ચયબળ અથાગ હતું. જે પૂણ્યકાર્યને ખાતર આજથી બરોબર બે માસ પૂર્વે એમણે ફાંસીનાં લાકડાંનેય વધાવી લીધું એ કાર્યમાં દેહ સમર્પણની આખરની ઘડી સુધીયે એમની કેટલી મમતા, તન્મયતા અને તત્પરતા !

મ્હારા સર્વદમનનું પ્રથમદર્શન મને ક્યાં અને કેમ થયું, એ દર્શને સમય જતાં મારાપર કેવું જાદુ ઉપજાવ્યું, એમની

સાથે લગ્નની પવિત્ર ગ્રંથિથી હું શી રીતે ગુંથાઇ, અમારા સંબંધે મારા જીવનમાં કેટલા મહાન ફેરફારો કર્યા; આ બધાનું આલેખન હું અહીં સંક્ષિપ્તમાં કરવા ધારૂં છું. ઇચ્છા થાય તો મારી લેખિનિદ્વારા તમે એમનાં જીવનમાં પ્રવેશજો. અને અમારાં જીવનના કેટલાક પ્રસંગો દુનિયા સમક્ષ ન ઉકેલી શકાય એટલા પવિત્ર છે કે એ ન ઉકેલું તો એ ખાતર મને ક્ષમા કરજો !

મારા પિતા મુંબઇની વિદ્યાપીઠમાં અધ્યાપક હતા. એમનો ખાસ વિષય હતો પદાર્થવિજ્ઞાન. આ વિષયમાં પોતે અત્યંત રસ લેતા અને કેટલીક સ્વતંત્ર શોધોયે કર્યા કરતા. બાહોશ વિજ્ઞાનશાસ્ત્રી તરીકે એ વિખ્યાત હતા. મારા જન્મદિન નિમિત્તે અમારા ગુરૂદેવની તે દિવસે અમારે ત્યાં પધરામણી હતી. અન્ય સંભાવિત ગૃહસ્થોની સાથે મારા પિતાનાં નિમંત્રણથી સર્વદમન અમારે ત્યાં તે દિવસે જમવા આવેલા. ૧૯૧૨ ના ફેબ્રુઆરી માસમાં અમારો પહેલો મેળાપ આમ થયો.

એમનાં પ્રથમદર્શને મારાપર કાંઇ ઉંડી છાપ પાડી હોય એમ તો મને નથી લાગતું. પહેલી વાત તો એ હતી કે એમનો પોષાકજ અનાકર્ષક હતો. એમણે પ્હેરેલો કાળો કોટ એમનાં શરીરને જરાય બેસતો નહતો. બીજુંયે કાંઇ ખાસ આકર્ષણ એમની આસપાસ નહતું. હજુ બીજા ગૃહસ્થો નહોતા આવ્યા એટલે અમારાં દિવાનખાનાંમાં હું, સર્વદમન અને મારા પિતાજ હતા. સર્વદમન ગુમાનભર્યાં નયને આસપાસ નિહાળી રહ્યા હતા. મારી સામું એ ઘણી વેળા તાકી તાકીને જોયા કરતા. હજી સુધી એક શબ્દ સરખોયે એમણે નહોતો ઉચ્ચાર્યો. મનેય

તેમણે નહોતી બોલાવી. મારા પિતાના કોઇ સમોવડિયાએ – કોઇ લક્ષાધિપતિએ આટલું ગુમાન ધાર્યું હોત તો હું તેને ક્ષમ્ય લેખત; સામાન્ય પોશાકવાળા સાધારણ મનુષ્યનું આ વર્તન મને અક્ષમ્ય ભાસ્યું. મને થયું : "આવાને આમંત્રણ કરવાનું મારા પિતાને કયાંથી સુઝયું ?" સંભાવિત ગૃહસ્થોની શોભામાં આ માણસથી વિક્ષેપ થશે ધારી હું દિલગીર થઇ.

પણ સર્વદમનનો તો આ સ્વભાવજ હતો. તે સાદા, સરળ અને નિખાલસ હતા. દુનિયાના કેવળ દેખાવના રીત-રિવાજોની એમને તલભાર પણ પરવા નહોતી. અમારાં લગ્ન પછી એક સંધ્યાયે અમારાં પ્રથમમિલનની વાત નીકળતાં એમણે કહ્યું : "તને જોવાથી મને કુદરતી રીતેજ આનંદ થયો. અને મને આનંદ આપનારી વસ્તુપર હું મીટ ન માંડી શકું એ કયાંનો ન્યાય ?"

અમારા મ્હેમાનો આવી પહોંચ્યા. બધાને હળવામળવામાં, વાતચિત કરવામાં ઘડિભર હું સર્વદમનને ભૂલી ગઇ. ગુરૂદેવને ભોજન કરાવી અમે અન્ય મહેમાનોને પણ જમાડી દીધા. ભોજન કાર્યમાંથી નિવૃત્ત થઇ અમે બધા દિવાનખાનામાં ગુરૂદેવ સમક્ષ ઉપસ્થિત થયા. અમારા ગુરૂદેવ અમારા પંથના પિતા હતા. ધર્મોપદેશ ઉપરાંત અન્ય રાજકિય અને સામાજીક કાર્યોમાયે એઓશ્રી ઠીક રસ લેતા. આમ હતું એટલે હવેલીનાં સાંકડાં ક્ષેત્રની બ્હાર પણ એ અવારનવાર વિચરતા.

ગુરૂદેવ સન્મુખ અવનવા પ્રકારોની ચર્ચાઓ ચાલી રહી. મેં, મારી બ્હેનપણીઓએ અને બીજી સન્નારીઓએ પણ ચર્ચામાં ઠીક ભાગ લીધો. અમારાં આ મંડળમાં એકજ માણસ એવો

હતા જેણે હજુ સુધી હોઠ નહોતા ઉઘાડયા. એ હતા સર્વદમન. અવિચ્છિન્ન ચાલી રહેલી ચર્ચામાં એક વાર જરા ગાળો પડયો એટલે મારા પિતાએ સર્વદમનને કંઇક કહેવા સુચના કરી. સર્વદમનની આંખોના ખુણાઓમાં બેપરવાઇની કરચલીઓ પડી. એમણે ઉત્તર આપ્યો: " મારે કહેવાનું શું હોય ? "

પણ મારા પિતાશ્રી એમ હારી બેસે એવા નહતા. થોડીવાર રહીને તેમણે સર્વને ઉદ્દેશીને કહ્યું: " આપણી વચ્ચે આજે કામદારોનો મિત્ર-મજુરોનો ખેરખાહ ઉપસ્થિત થયો છે. મારી ખાત્રી છે કે કાંઇ નવાંજ દષ્ટિબિંદુથી આપણી સમક્ષ આજે એ પોતાનો વિષય ચર્ચશે. આ સંબોધન સર્વદમનને ઉદ્દેશીને છે "

બીજાઓએ પણ આ વાત આનંદ ખાતર ઉપાડી લીધી અને કાંઇક કહેવા માટે સર્વદમનને આગ્રહ કર્યો. ડો. દિવાને ખાસ આગ્રહપૂર્વક કહ્યુ; " સર્વદમન! બે પાંચ શબ્દો તો તમારે બોલ્યેજ છૂટકો છે. તમારા વિચારો-તમારા મતો ગમે તે હોઇ શકે છે. સત્ય સાંભળવાનો અમને અણગમો નથી. હા, સત્ય વાસ્તવિક અને તાત્વિક હોવું જોઇએ એટલુંજ. "

" અરે, સત્ય – સનાતન સત્ય પણ અવાસ્તવિક અને તત્વરહિત હોઇ શકે છે શું ? " સર્વદમને સ્હેજ હસીને કહ્યું.

દિવાન મુંઝાયા. જેમ તેમ કરીને તેમણે જવાબ વાળ્યો: " સર્વદમન! ભલભલાઓ પણ ભૂલો કરતા આવ્યા છે. એમાં શી વાત છે ? "

સર્વદમનનાં મુખપર ફરકી રહેલાં સ્મિત હાસ્યને સ્થાને હવે ગાંભિર્ય છવાયું. એમનાં વર્તનમાં કોઇ જુદોજ જુસ્સો તરી

આવ્યો. તેમણે કહ્યું : " વારૂ. ત્યારે તો મને કહીજ દેવા દો કે તમે સઘળાજ બહુ ભૂલો કરી રહ્યા છો. કામદારવર્ગને માટે સર્વ વાતોમાં તમે તદ્દન અજ્ઞાન છો. સમાજહિત, સંઘટ્ટન, સંસાર સુધારાઓની તમારી વાતો સાવ પોકળ છે. તમારાંજ હિતાહિતના તમને જ્યાં પડી હોય ત્યાં કામદારનાં દુઃખ દરદો સીધાં દષ્ટિબિંદુથી તપાસવા પૂરતોયે અવકાશ તમને ક્યાંથી હોય ? "

સર્વદમને સર્વ કોઇને આ નવિન વાત સંભળાવી. દિવાનખાનાંમાંની દોલતશાહીની તંદ્રા ઉડતી જણાઇ. બધાય સચેત અને સાવધાન થયા. ડો. દિવાને પૂછ્યું : " શી રીતે કહી શકો છો સર્વદમન, કે અમારી સર્વ વાતો પોકળ છે ? અમારાં દષ્ટિબિંદુઓ અવળાં છે ? "

" તમે બધા માનસશાસ્ત્રનાં મહાક્ષેત્રમાં તરફડિયાં મારી રહ્યા છો. તમારાં માનસશાસ્ત્રનાં વમળમાં જાતે વીંટાઇ અને અન્યને વીંટી તમે એકાદ વસ્તુ સિધ્ધ કરો છો. તમારા જેવા દરેક આમજ કરવાનો ; અને ઘણાય મિથ્યા વિતંડાવાદને અંતે પોતાને સાચો માની લઇ સંતોષ માની લેવાનો. તમે દરેક પોતપોતાની વિચારસૃષ્ટિમાં એકાદ બળવાખોરની માફક ઘૂમ્યા કરવાના. હવામાં કિલ્લાઓ રચવા હોય, કૃત્રિમ સૃષ્ટિ ખડી કરવી હોય તો તમારૂં કામ. તમારી આસપાસની દુનિયાનું તમને કયું જ્ઞાન ? અને દુનિયાને તમારાં જ્ઞાનની જરૂર પણ શી ? "

સર્વદમનની આંખોમાં નવું જોમ ચમકી રહ્યું હતું. કદાચ ભવ્યતાના ભારે એમની મુખમુદ્રા દિવાનજીપરથી

નહિ ખસતી હોય. એમના આ સીધા અને સખ્ત શબ્દ પ્રહારોયે અમારા મહેમાનોને અકળાવી દીધા. બે ચાર ગૃહસ્થોની આંખમાંથી તો મેં અંગાર વરસતા જોયા પણ સર્વદમન પ્રતિ એક શબ્દ પ્રેરવાની તાકાદ પણ એમનામાં નહોતી. ગુરૂદેવ તો શાંત ચિત્તે સઘળું સાંભળ્યાજ કરતા હતા. કેટલાકે સર્વદમનનું કથન અકિંચન લેખી હસવામાં ઉડાવ્યું. મને તો તેમની વાત બહુ ગમી.

છેવટે દિવાનજીથી ન રહેવાયું. તેમણે કહ્યું : " તમારાં કથનનો અર્થ સ્પષ્ટ નથી. અમને માનસશાસ્ત્રીઓ કહી તમે શું કહેવા ઇચ્છો છો ? "

" તમને હું માનસશાસ્ત્રીઓ કહું છું કારણ કે તમે એ શાસ્ત્રની દૃષ્ટિએ વાતો કરી રહ્યા છો. દલીલની તમારી રીત એ શાસ્ત્રનાં નિયમો સાથે અસંમત છે તમારાં અનુમાનો બધાં પાયા વિનાનાં જણાય છે. તમે સર્વ કાંઇ સાબીત કરી શકો છો; અને એ પણ ખરૂં કે તમારાથી કાંઇયે સાબીત નથી થઇ શકતું. અને વધારામાં, પરસ્પર તમે કોઇ સાથે સંમત નથી થઇ શકતા," સર્વદમને ઉત્તર આપ્યો.

" બહુ વિચિત્ર. તમારી વાત જરાય નથી સમજાઇ શકતી " ગુરૂદેવે કહ્યું. ' મનની સાથે સંબંધ ધરાવતી સર્વ વાતોનો ઉકેલ માનસશાસ્ત્રની દ્રષ્ટિયેજ થઇ શકે. અંકગણિત જેવા ચોક્કસ શાસ્ત્રમાંયે મને તો માનશાસ્ત્રની ગંધ આવે છે. શાસ્ત્રીય દ્રષ્ટિયે વિચાર સેવનાર સર્વ કોઇને આ દિશામાં દોરાવું પડે એમ મને તો લાગેજ છે. તમે શું ધારો છો ? "

"આપ કહો છો એજ કદાચ આપ ન સમજી શકતા હો એમ પણ બની શકે" સર્વદમને માર્મિક ઉત્તર આપ્યો. "કોઇ પણ વિષયમાં પારાંગત પુરૂષોએ – કહોને બધાય શાસ્ત્રીઓએ મૂળ વસ્તુપર, સત્યપર પોતાના પાયા રચવા જોઇએ; જ્યારે આપ – માનસશાસ્ત્રીઓ આપના 'વિષય'પરથી અનુમાનો ખેંચી રહ્યા છો. સત્યમાંથી સિધ્ધાંતોને બદલે આપ સિધ્ધાંતોમાંથી સત્ય રચી રહ્યા છો. સાચા શાસ્ત્રીની માફક સમષ્ટિદ્વારા વ્યક્તિ સમજાવવાને બદલે વ્યક્તિદ્વારા આપ વિરાટ સમજાવી રહ્યા છો."

"માફ કરજો, અમે શાસ્ત્રીઓ નથી," દિવાનજી ગણગણી ઉઠ્યા.

"કોણ છો ત્યારે?" સર્વદમને પૂછ્યું.

"તત્વજ્ઞાનીઓ," ઉત્તર મળ્યો.

"વાહ વાહ, ત્યારે તો તમે ધરતીપર ચાલવાને બદલે આકાશની હવામાં ઉડી રહ્યા છો. દાકતર સાહેબ! ઉંચાં આકાશમાંથી નીચી જમીનપર આવી મને સમજાવી શકશો કે આપનું તત્વજ્ઞાન શી વસ્તુ છે?" સર્વદમને સહાસ્ય પૂછ્યું.

દિવાનજીએ જરા વિચાર કરી જવાબ આપ્યો: "તત્વજ્ઞાનની વ્યાખ્યા સ્હેજમાં નથી થઇ શકતી. અને વળી તત્વજ્ઞાનની વ્યાખ્યા તો તત્વજ્ઞાનના તરસ્યાઓજ સમજી શકે."

"મને લાગે છે કે ત્યારે તો તત્વજ્ઞાનની મારી વ્યાખ્યા તમે સમજી શકશો. પણ હું આ વ્યાખ્યા કરી બતાવું તે પહેલાં તમને એટલું કહી દેવું આવશ્યક ધારૂં છું કે મારી વ્યાખ્યામાં તમને ભૂલ જણાય તો તમે મને તુરતજ કહી દેજો;

નહિતર, મૂંગા માનસશાસ્ત્રીની માફક બેસી રહેજો. જુઓ, દુનિયાના જ્ઞાનભંડારોમાં તત્વજ્ઞાન સર્વથા વિશાળ છે. સર્વ વિદ્યાઓનો એમાં સમાવેશ થાય છે. એ તત્ત્વનુંયે તત્ત્વ છે. કેમ, તમારો શો અભિપ્રાય છે?" સર્વદમને કહ્યું.

"સાચી વાત," દિવાનજીએ ઉત્તર આપ્યો

પણ, આટલેથી પતે એમ ક્યાં હતું? સર્વદમને આગળ ચલાવ્યું: "વારૂ, મારી વાર્તા ખરી હોય, વ્યાખ્યા સાચી હોય તો તમે હવે માનસશાસ્ત્રનું તત્વજ્ઞાન ડોળવું માંડી વાળજો. તમે માનસશાસ્ત્રીઓ નથી કહે કંઇ તમારા આરા નથી આવવાના. એ વિચારજ માંડી વાળજો; વાતજ મૂકી દેજો; ડોળજ રહેવા દેજો."

સર્વદમન અટક્યા. મૌન પથરાયું. દિવાનજીને માઠું લાગ્યું જણાયું.-મુંઝાયલા દિવાનજી સર્વદમનને મુંઝાવવાને કેમ જાણે આસપાસના મિત્રવર્ગ પાસેથી મદદ માગતા હોય ને?

એટલામાં સર્વદમનના હોઠો ફરીથી ઉઘડ્યા: "તમારી કિંમત તમારાં કાર્યોથીજ આંકીયે. માનવજાતિને માટે તમે શું શું કરી નાંખ્યું છે? ખાલી ખ્યાલોપર મહામનોરથો બાંધવા ઉપરાંત અને તમારા પોતાના પડછાયાને પ્રભુનો અવતાર માની લેવા ઉપરાંત દુનિયાનું શું દારિદ્ર તમે ફિટાડ્યું છે? માનવજાતિના અમૂક ભાગનો બાહ્યાડંબર કદાચ તમે વધાર્યો હશે, પણ એથી તો ઉલટું નુકશાનજ થયું છે. મને માફ કરજો પણ જે સમયે પ્રજાશરીરનાં જામી ગયલાં લોહીને ફરતું કરવાની જરૂર હોય છે એ સમયે

માનવહૃદયને લાગણીઓનાં સ્થાન તરીકે સાબીત કરવાનાં તમારાં માનવશાસ્ત્રનાં તત્વજ્ઞાનમાં તમે મ્હાલ્યા કરો છો. ભૂખે મરતી જનતાને રોટલાનો ટુકડો આપવાને માટે દાણાના કોઠારો ખડા કરવાની જરૂર હોય છે ત્યારે રેલ અને દુષ્કાળને ઇશ્વરનાં ઘરની આફત તરીકે ઓળખાવામાં તમે તમારી સર્વ શક્તિયો ખરચ્યા કરો છો. ગરીબોને માટે મકાનો, નિશાળો, દવાખાનાંઓ અને એવાં બીજાં અનેક સુખ અને સગવડનાં સાધનો ઉપજાવવાની આવશ્યકતા હોય છે ત્યારે તમે કેવળ તમારીજ જાત અને બહુ તો તમારા વર્ગને માટેજ ભોગ વિલાસનાં ભુવનો સરજાવવાને માટે મથી રહો છો. વણખેડાયલી જમીન ખેડવાની અને પૃથ્વીમાતાને પાલવે છૂપા પડયા રહેલા એકાદ અમેરિકાની — નવી દુનિયાની શોધ કરવાનો સમય હોય છે ત્યારે પૃથ્વીને બ્રહ્માંડનાં મધ્યબિંદુ તરીકે સાબીત કરવાની મિથ્યા આળપંપાળમાં તમે મચી રહો છો. ટુંકામાં, માનવ જાતિનાં શ્રેયને કારણે તમે આજ સૂધી કાંઇયે નથી કર્યું. અરે તમારી સામે જે સત્ય ખડું થઇ રહ્યું છે એ ' સત્ય ' પ્રત્યેય તમે આંખ મિચામણાં કરી રહ્યા છો ! અરે, સત્ય — નગ્ન સત્ય પણ તમારી દૃષ્ટિમાં નથી ઉતરી શકતું એ કેવી ભયંકર વાત!"

" અહો ! તમે તો નગ્નસત્યના કોઇ અનન્ય સેવક જણાઓ છો," દિવાનજીયે ટંકાર કર્યો.

" દુનિયામાં નગ્નસત્ય એજ ઇશ્વર છે અને એ સત્યની ગીતાના સર્વદમન કદાચ કૃષ્ણ થવા ધારતા હશે !" વનરાય શેઠ મામિક ઘા ગાયો.

"હું નગ્નસત્યનો પૂજારી છું; તમે તમારા મનોરાજ્યના મહારાજા છો એમજ ને?" સર્વદમને વનરાય શેઠનો સરસ સત્કાર કર્યો

"ખરેખર, મારાં મનોરાજ્યનો હું મહારાજા છું," શેઠે સહેલાઇથી ઉત્તર આપી દીધો.

"એનો અર્થ એકજ છે કે તમે મેં કહ્યું તેમ હવામાંજ ઉડયા કરો છો. તમારી આ દશા માટે તો મને અફસોસ ન થાય, પણ અજબ જેવું તો એ છે કે ગરીબોનાં ગળાંપર ઘા કરતી વખતે, તેમને નીચોવીને નાણાં ઉપજાવતી વેળા તમે જમીનપર આવી વસો છો! હજાર જાતના હીસાબ કરો છો! ઘણુંય અર્થશાસ્ત્ર ડોહળી નાંખો છો! તમારૂં તત્ત્વજ્ઞાન, તમારાં મનોરાજ્યો ત્યારે તમે વિસરી જાઓ છો," સર્વદમને મ્હેણું માર્યું.

એકેએક વાતમાં સર્વદમને આ બધાં પૈસાનાં પાત્રોને દબાવી દીધાં. પ્રત્યેકનાં મુખપર શરમના શેરડા દેખાઇ આવતા હતા. ફરી એકવાર બે ચાર પળો સુધી મૌન ફેલાયું. એટલામાં દિવાનજીએ વળી વાત છેડી: "સર્વદમન! ગરીબોનાં હિતાહિતનો ઇજારો તમેજ રાખી બેઠા છો શું? ભાઇ! અમારે હૃડે પણ એમનાં હિત વસી રહ્યાં છે."

આ કથન સાંભળીને પહેલીજવાર સર્વદમને એક ઉંડો નિશ્વાસ નાંખ્યો. આજે એ દિવસની સ્મૃતિ મારાં સ્મરણપટપર ખડી થતાં મારૂં અંતર વળોવાઇ જાય છે. અહા! ગરીબો માટેનો એમનો અંતરતાપ કેટલો ઉગ્ર! અને એક મજૂર આગળ અમારોને ઝંખવાણા પડતાં મેં તે દિવસેજ પહેલીવા

જોયા. દિવાનજીનાં પ્રશ્નના પ્રત્યુત્તરમાં સર્વદમને કહ્યું: "આજના આપણા વાર્તાલાપ પછી પણ ગરીબોને તમે નથી પિછાનતા એ સિદ્ધ કરવું અવશેષ રહ્યું છે શું ? અને તમારાં હૃદયમાં ગરીબોને સ્થાન નથી એમાં તમારો શું દોષ ? કંગાળ બિચારા કામદારની કરૂણ કથા તમે કેમ જાણી શકો ? દુનિયા પરનાં દોજખ જેવાં એમનાં નિવાસસ્થાનોથી તમે દૂર વસો છો. એમની સાથે વાતો કરવાની તો તમને ફુરસદ પણ કયાંથી હોય ? તમારાં મનમા તો તમે દીવા જેવું સ્પષ્ટ સમજી બેઠા છો કે તમારા કામદારોની અજ્ઞાનતાનોજ તમે પ્રતિ ક્ષણે લાભ ઉઠાવી રહ્યા છો. તમે એમને નથી કેળવતા. કાંઇ નહિ. તમને કદાચ નહિ ખબર હોય કે એઓ તો કેળવાતાજ જાય છે. સમય એમને કેળવી રહ્યો છે. અત્યારે તો તમારી તીજોરીઓ કામદારોના પરસેવાના પૈસાથી તર થઇ રહી છે. આ પૈસાના મદમાં આજે તમે મસ્ત પડયા છો. કદાચ પ્રસંગોપાત તમે મજૂરોની સાથે મળતા જણાવ છો. પણ, તેમાંય તમારો સ્વાર્થજ ભર્યો પડયો હોય છે. બાપુ ! મજુરોને તેમના ઉત્કર્ષમાં તમારી આગેવાની ન ખપે ! કામદારોના દુનિયાની આગેવાની કામદારજ કરી શકશે. અને કામદારોનાં હિતાહિત તમે નહિ વિચારો – નથી વિચારતા તેથીયે શું ? આજ સુધી તમારી સહાનુભૂતિ સિવાય એઓ જીવી શકયા છે. અને હવે તો જમાનો પલટાતો જાય છે એટલે મરવાના તો તેઓ ઓછાજ છે ! અને મને તો લાગે છે કે તેઓ તમારી – પારકી આશા કરતાં પોતાની – આપબળની આશાપરજ વધારે દૃઢતાપૂર્વક ખડા રહી શકશે. ગૃહસ્થો, મારાં કથનમાંનું સત્ય જીવશે તે જોશે !"

# પ્રકરણ ૨ જુ

——:o:——

## લોહીની વાત

————

ગુરૂદેવ પધારી ગયા. પરોણાઓ પણ ગયા. તેમને વળાવી મારા પિતા અંદર આવ્યા અને તે દિવસની વાતપર ખૂબ હસ્યા. મારી માતાના સ્વર્ગવાસ પછી મારા પિતાને આમ હસતાં મેં તે દિવસેજ જોયા. હસતાં હસતાંજ એમણે કહ્યું :

" તરલિકા ! આપણે ત્યાં આજે એકત્ર થયેલા આપણા મીલ માલેક મિત્રોને અને સામાન્ય રીતે મૂડીવાદીઓને સર્વદમને દિવાનજી અને વનરાય શેઠદ્વારા મઝાની વાતો સંભળાવી છે. જોયું કે ગરીબડાં ઘેટાં માફક શરૂ કરી વિકાળ સિંહની માફક છેવટે તેમણે કેવી ગર્જના કરી મૂકી ! મને તો સર્વદમન ક્રોધ કેળવાયલા ગૃહસ્થ જણાયા. મને એકજ દુઃખ થાય છે તરલિકા ! આવા ગૃહસ્થ આપણી વિદ્યાપીઠની ઉપાધિથી વંચીત છે ! "

મને પોતાને તો સર્વદમનને જોઇને આનંદજ થયો. તેમણે શું કહ્યું અને શી રીતે કહ્યું એ વાત એક બાજૂએ રાખીએ ; છતાંયે એમનાં કથનની પાછળ અડગ ઇચ્છાશકિત, દૃઢ મનુષ્યત્વ છૂપાયલું હતું. આવા માણસો આપણને ભાગ્યેજ મળી આવે છે. મને તો એ બહુ ગમ્યા. મને લાગ્યું : "રખેને હું આજ સુધી એમને માટેજ કુંવારી રહી હોઉં ને !" એમની

દલીલોપર, એમની બુદ્ધિમત્તાપર હું મોહી પડી હતી શું ? નાહજ. ત્યારે એમનાં સુંદર અને સબળ શરીરે મારાપર ઇંદ્રજાળ પાથરી હતી શું ? એમ પણ નહતું. પણ એ કટા-કૂટમાં ઉતરવાની મારે આજે શી જરૂર ? એમનાં કોઇ અકથ્ય જીવનમાધુર્યે – આત્માની અનેરી મહાશે મને એમના પ્રત્યે ખેંચી. કોઇ ગહાઆંદોલને મારા હૃદયના તારો ઝણઝણાવી મૂકયા. મારાં અંતરપર મારી જાતપર તે દિવસે તેમનું સામ્રાજ્ય સ્થપાઇ ચુકયું.

મારા પિતા વિજ્ઞાનશાસ્ત્રી હતા છતાંયે સમાજવાદનો એમને બહુ શોખ હતો. પણ એમની આસપાસ પથરાઇ રહેલું મૂડીવાદનું ઘટ વાતાવરણ એમના સમાજવાદને ગુંગળાવી નાંખતું. આટલા બધા મૂડીવાદીઓને બદલે એમને જો એકજ સમાજવાદીનો સારો સંસર્ગ થયો હોત તો એમને હાથે જગતનું કલ્યાણ આજ સુધીમાં બહુ થયું હોત. એમને સર્વદમનનો પરિચય કેમ થયો એ મને સમજાવતાં એમણે કહ્યું : “ તરલિકા ! હું તો ગઇ કાલે મારા એક બે વિદ્યાર્થી-ઓ સાથે ઘેર આવતો હતો એટલામાં મજુરોનાં ટોળાંમાં એ મહારથી ભાષણ આપી રહ્યો હતો. મારા વિદ્યાર્થીઓની જીજ્ઞાસા તૃપ્ત કરવાને – અને મારી પણ – હું ભાષણકર્તાને સાંભ-ળવાને સહજ ઉભો રહ્યો. એ બે ચાર પળોમાં તો મજૂરોને અપાઇ રહેલા કેટલાય મંત્રો મેં સાંભળી લીધા. વિજ્ઞાનશાસ્ત્રના ગૂઢ પ્રદેશોમાંથી થોડીજ પળોમાં મને સમાજવાદની સાદી દુનિયામાં ઘસડી જનાર લોહચુંબકને મળવાને ઉત્સુક થયો. ભાષણ પુરું

થયું ; અને અમે મળ્યા. વકતૃત્વની છાંટને બદલે તેમની વાણીમાં મને આત્માનો અવાજ જણાયો.

" ગુજરાતનાં રાજનગરનાં એક ગરીબ કુટુંબનો એ પ્રાથવંતો પુત્ર. તેની જન્મદાત્રિનાં મીઠાં ચુંબનો હજૂ તો તેણે ચાખ્યાંયે નહતાં ત્યાં તો એ બિચારી પરલોકને પંથે ગઇ. મજૂર પિતા પાસે શી પુંજી હોય કે પુત્રને વિદ્યાદાન દે ? તે બિચારો સવારથી સાંજ સુધી મીલની નોકરી કરે; અરધી રાત સૂધી એક શેઠના બંગલાની રખેવાળી કરે એના બદલામાં એક ઓરડી મફત વાપરે. પણ રામ રાખે તેને કોણ ચાખે ? સર્વદમન પ્રભુને આશ્રયે – અને દુન્યવી દ્રષ્ટિયે તેની ઓરમાન માતાને ખોળે ઉછરવા લાગ્યો. પાંચ વરસના સર્વદમનપર એક દિવસે બંગલાના માલેકની નજર પડી. ચાલાક શેઠે તેની આંખમાં તેજનો ચમકાર જોયો. મહેતાજીને કહી સર્વદમનને નિશાળે બેસાડયો. તેનું ' સર્વદમન ' નામ નિશાળના મહેતાજીયે પાડયું. થોડુંક ભણ્યો ત્યાં પંદર વર્ષનો પુત્ર પિતાની આંખે ચઢયો. અને વિદ્યાર્થી મટી મિલમજૂર બન્યો ! આ દશાયે એ કયાંથી આવ્યા એ વાત તો અત્યારે નથી થઇ. પણ એ તો સહજજ સમજાઇ શકે એવું છે કે અડગ નિશ્ચય અને અખૂટ આત્મબળ સિવાય આ અવસ્થાયે આવવું અસંભવિત છે. તરલિકા ! સમાજવાદીઓના એ શિરોમણિની આ ઇતિહાસરેખા. "

સર્વના ગયા પછી તે રાત્રે સર્વદમન સંબંધે મારા પિતા પાસેથી હું આટલો ઇતિહાસ જાણી શકી. મને તે રાત્રે

જરાય નિદ્રા ન આવી. કેટલાય વિચારો આવ્યા અને ગયા. અને મારી વિચારનિદ્રામાંયે મને સર્વદમનનાંજ સ્વપ્નાં લાધ્યાં. હું સમજતીજ હતી કે સર્વદમનના વિચાર મારે કરવા નિરર્થક છે. ગમે તેટલો મહાન છતાંયે ક્યાં એ મજુરવર્ગનો સર્વદમન અને ક્યાં હું અમીરવર્ગની તરલિકા ! મને થયું : " મારી ઇચ્છાના પૂર ગમે તેટલાં ઉલટે પણ આ જગતમાં અમારે જીવવું છે ત્યાં સુધી તો શું થાય ? " વળી બીજી પળે વિચાર આવ્યો : " દુનિયાની મારે શી પરવા ? મારૂં અંતર જો સર્વદમનને ઇચ્છતું હોય તો બીજી ખટપટ મારે શા ખાતર જોઇએ ? પિતાયે મને સંસ્કૃત બનાવી તે આત્માના અવાજની અવગણના કરવાને ખાતર ? કદાચ પિતાજી મારા માર્ગમાં કંટકરૂપ થાય !– પણ એ સંભવ ઓછો છે. છતાંય, વખત આવ્યે એ પણ જોઇ લેવાય. " આવા આવા અનેકાનેક તર્કવિતર્કો પછી મારા મનથી મોડી રાત્રિયે હું સર્વદમનની થઇ ચુકી ! મારાં હૃદયે તેમને હૃદયદેવ તરીકે કબુલી લીધા........... ઉષાની ઠંડી લહરિઓ પછી મારાં નેત્રો મીચાયાં. અને પ્રભાતે ઉઠી તો મારી કલ્પનાસૃષ્ટિમાં સર્વદમનની મોહક મૂર્ત્તિ ખડી હતી. સર્વદમનને ફરી મળવાને હવે હું બહુ આતુર હતી. મારૂં મન કોઇ કાર્યમાં ન પરોવાય. અમારા દિવાનખાનામાં આમથી તેમ હું આંટા મારતી હતી એટલામાં ખૂણામાંના એક મેજપર મેં પાંચ સાત નવાં પુસ્તકો જોયાં. જોયું તો તે સર્વના કર્ત્તા સર્વદમન.

પિતાજીને પૂછતાં ખબર પડી કે સર્વદમનનાં એ પુસ્તકો એમણે વાંચી જોવા લીધાં હતાં. પિતાજીના પહેલાં તો મેંજ એ પુસ્તકો વાંચવા શરૂ કર્યાં. અહા! કેટલું સચોટ, સુંદર અને આકર્ષક લખાણ! પાને પાને એમાં વિશ્વપ્રેમ ભર્યો હતો. પંક્તિયે પંક્તિયે એમાં અમરત્વ સમાયું હતું. શબ્દે શબ્દે એમાં નગ્ન સત્ય ઉછળી રહ્યું હતું. છતાંયે એમની કેટલીક વાતો મને ન ગમી. મૂડી અને મજુરી – અમીર અને ગરીબ વચ્ચેના સંઘ-ભેદની તેમની વચ્ચે ચાલી રહેલા રકઝકની એમણે સખ્ત શબ્દોમાં ઝાટકણી કાઢી હતી. આ વાત મને ન રૂચી. મેં એમનાં આ સંબંધનાં કથનો વિચારી જોયાં. તેમાં રહેલાં સત્ય અને અસત્ય વચ્ચે મારી વૃત્તિ ઝોકાં ખાવા લાગી. ચોક્કસ નિર્ણય મારાથી ન થઇ શક્યો. એટલી વાત તો નિર્વિવાદ કે એ પુસ્તકોનાં વાંચન પછી સર્વદમન પ્રત્યે મારી વૃત્તિ વધુ આકર્ષાઇ.

પાંચ સાત દિવસો વીતી ગયા અને સર્વદમનનાં દર્શનની આતુરતામાં અંતર સળગી ઉઠયું. એવામાં એક રાત્રે મારા પિતાયે સર્વદમનની વાત ઉચ્ચારી: “તરલિકા! દિવાનજીનો તો એવો મત છે કે સર્વદમન કોઇ ઉદ્ધત જુવાન છે. એ તો ફરીથી એમને મળવાનીયે ના પાડે છે. પણ ગુરૂદેવ શ્રીમુખે સર્વદમનનાં ખૂબ વખાણ કરી રહ્યા છે. કાલે બપોરે ગુરૂદેવ પધારશે અને પાઠશાળામાંથી પાછા ફરતાં સર્વદમનને હું મારી સાથે તેડી લાવીશ. આ ગુરૂદેવની આજ્ઞા છે.”

મારાં મનમાં આનંદના ઓઘ ઉછળ્યા. રાત્રિ વીતી ગઇ. પ્રભાતે આંખ ઉઘડી; પણ આંખ સામે તો બસ એ એકજ

મૂર્તિ ! મધ્યાન્હના સૂર્યનારાયણ નમવા લાગ્યા અને ગુરૂદેવ પધાર્યા. થોડીકવાર થઇ અને પિતાજી અને સર્વદમન પણ આવી પહોંચ્યા. મનના માનેલા પધાર્યા જાણી ઘડીભરતો શરમનું માર્યું મારૂં મસ્તક નમી પડયું. પણ એ મીઠા મહેમાનનાં દર્શન કાજે અધીરી આંખોએ બીજીજ ક્ષણે ઉંચુ જોવડાવ્યું. ગુરૂદેવને સ્મિત વદને વંદન કરી સર્વદમન બેઠા. બેસતાં બેસતાં તેમણે મ્હારા તરફ મ્હોં મલકાવી કોઇ અમીભર્યો ભાવ દર્શાવ્યો. મેં તે અંતરના ઉમળકાથી વધાવી લીધો; અને કહ્યું: ' સર્વદમન ! હમણાં હમણાં હું તમારૂં ' મજુર વર્ગનું તત્વજ્ઞાન ' વાંચી રહી છું. '

' સાચેજ ? પણ તરલિકા ! જાણો તો છો ને કે કયા વર્ગને ઉદ્દેશીને એ પુસ્તક લખાયું છે ? "

" હાજી. અને એટલાજ ખાતર એ બાબતમાં આપના સાથે મારે તકરાર છે. "

" મને પણ સર્વદમન ! એ બાબતનોજ વાંધો છે, " ગુરૂદેવે મને ટેકો આપ્યો.

મને ઉત્તેજન મળ્યું એટલે મેં આગળ ચલાવ્યું: ' અને આપ એક બીજા વર્ગો વચ્ચે તિરસ્કાર ફેલાવી રહ્યા છો. કામદાર-વર્ગનાં અંતરમાં મૂડીવાળાઓ પ્રત્યે તિરસ્કારની જવાળા જગાવવી એ એક અક્ષમ્ય અપરાધ છે: ભારે પાપ છે. આવો તિરસ્કાર સમાજવાદનો વિરોધી છે એટલે એ તિરસ્કાર ફેલાવ-નાર સમાજવાદનો શત્રુ છે. "

" માફ કરો, આ હાથે એવા શબ્દો કયાંય પણ આલેખાય એ અસંભવિત છે. "

"એમ !" આટલું કહીને હું તેમનું એ પુસ્તક લેવા ઉઠી.

જુઓ આપ લખો છો કે: "આટલા પછી જોઇ શકાશે કે વર્તમાનમાં સમાજવાદનાં તત્વો ખીલી રહ્યાં છે મૂડી અને મજુરી વચ્ચે આજે ચાલી રહેલી માથાકૂટ શું સૂચવે છે ?"

આટલું વાંચી લીધા પછી હું એમની સામે જોઇ રહી. અને એ બોલ્યા: 'આમાં મૂડી અને મજૂરી વચ્ચે તિરસ્કાર ફેલાવવા જેવું શું છે ?"

"આપે 'સંઘભેદ,' 'માથાકૂટ' એવા શબ્દો વાપર્યાં છે તેથી માત્ર શું થયું ?" મેં ઉત્તર આપ્યો.

"અરે, તિરસ્કાર અને આની વચ્ચે તો આસમાન અને જમીન જેટલો તફાવત રહ્યો છે. તમે ખાત્રી રાખજો કે એક બીજા વચ્ચે તિરસ્કાર ફેલાવવા જેવું હું કશુંયે નથી કરતો. બાકી મૂડીવાળાઓ કામદારોનાં લોહી ચુસી એમને પૂરો રોટલોયે આપવાની પરવા ન કરે ત્યારે મૂડી અને મજુરી વચ્ચે અસંતોષ ફેલાય, માથાકૂટ જાગે એ તો ઉગતા સમાજવાદનાં સુંદર ચિન્હો છે. અને આ વસ્તુસ્થિતિ માટે જવાબદાર કોણ ? કોણ–કયો વર્ગ આવી જાતનાં અસંતોષની આગ ચેતાવી રહ્યો છે ? ન્યૂટને જેમ ગુરૂત્વાકર્ષણનો નિયમ સમજાવ્યો તેમ અમે તો આ અસંતોષનો ભૂત, વર્તમાન અને ભાવિકાળ સમજાવી રહ્યા છીએ એટલુંજ. કઇ કઇ જાતના પરસ્પરના સ્વાર્થરૂપી ચકમક અસંતોષના તણખા ઉપજાવી રહ્યા છે એજ અમે તો સમજાવી રહ્યા છીએ. અને આ તો અમારો ધંધો પડયો."

"સાચી વાત; પણ આમ સ્વાર્થની અથડામણ થવીજ શા માટે જોઇએ ?"

"ખરેખર. તમારાં કથન સાથે હું સર્વાંશે સંમત છું અને આવી અથડામણ અટકાવવા ખાતરજ અમારા સર્વ યત્નો છે." આટલું કહી સર્વદમને મારી પાસેથી પુસ્તક લેવા હાથ લંબાવ્યો. પોતે વાંચી બતાવ્યું: "દૂરના ભૂતકાળની ભલે જંગલી જનતા વચ્ચેનાં પણ કુદરતી ઐક્યની સાંકળ જમાનાની કહેવાતી સંસ્કૃતિ વધતાં ઢીલી થતી ચાલી. અને જગતની જમીનના ટૂકડા પડયા; એ ટૂકડે ટૂકડે એક એક માલદારનાં નામો છપાયાં – માલિકી સ્થપાઇ. આ જમીનપર ખડી કરાયલી મહેલાતોના ખૂણે દુનિયાની દોલત સંઘરવાનો કારભાર શરૂ થયો અને આ મહેલાતોને માથે સ્વાર્થની – શુદ્ધ સ્વાર્થની વિજય પતાકાઓ ફરકવા લાગી એ દિવસે ગરીબોને માથે મોત ફરી વળ્યું. મૂડીવાળાઓના સ્વાર્થોની પ્રપંચી જાળોમાં જકડાઇ રહેલા ગરીબ પ્રાણીઓને પોતાના છૂટકારા કાજે દમ ખેંચવાનો, તડફડિયાં મારવાયે અધિકાર નહિ કે ? મૂડીવાદનાં કરોડો કાવત્રાંઓ પણ કામદારોનો આ અધિકાર છીનવી લેવા અશક્ત છે. આમ થતાં – તરફડિયાં મારતાં કામદારોનાં મોત થશે તો તેમનાં મુડદાંઓ સાથે મૂડીવાદની જાળો સડી જશે અને એ તડફડિયાં સફળ થશે તો જાળનાં બંધનો ઢીલાં થશે. અને ગણ્યાગાંઠયા મૂડીવાદીઓની જાળો ગમે તેટલી મહાન તોયે કરોડો કામદારોને કયાં સુધી સપડાવી રાખશે ? કેટલાકના જાન લેશે ? એટલે

ભવિષ્યની એક ધન્ય ઘડી કામદારોનાં વિજયધ્વજારોપણ માટે વિધાતાને ચોપડે લખાઇ ચુકી છે એ નિઃસંદેહ છે. ”

“ પણ, સર્વદમન ! મને તો તમારી મૂળ વાતના પાયાજ ઉંધા જણાય છે. મુડી અને મજુરીની વચ્ચે સ્વાર્થનું અથડામણ છેજ કયાં ? અથવા, ન હોવું જોઇએ. ” ગુરૂદેવે ગંભીર ઘોષ કર્યો.

“ ખરેખર. આપનું છેલ્લું વચન મને માન્ય છે. ”

“ હા. પરસ્પરના સ્વાર્થ વચ્ચે અથડામણ શા સારૂ જોઇયે ?” ગુરૂદેવે ભારપૂર્વક કહ્યું.

“ કારણ કે માણસનો એ સ્વભાવજ છે, ” સર્વદમને ઉત્તર આપ્યો.

“ જુદી વાત. માણસનો એવો સ્વભાવ મને નથી લાગતો, ” હું વચમાં બોલી.

“ આ તમે કોઇ નિઃસ્વાર્થી અને પ્રભુ પ્રેમી—એવા આદર્શ પુરૂષને માટે કદાચ કહેતા હશો. ખરૂંને ? ”

“ ના, હું તો આ સામાન્ય પુરૂષને માટે કહી રહી છું.”

“જે નબળા મનનો અને જરામાં ભૂલ કરી બેસે એવો હોય ?”

“ હાજી. ”

“ અને જે તુચ્છ અને સ્વાર્થી હોય ? ”

“ હાજી. ”

“ જુઓ, હું ‘સ્વાર્થી’ શબ્દ વાપરૂં છું એ તો સમજો છોને ? ”

" અરે, પણ સામાન્ય જનતા 'સ્વાર્થી' તો છેજ," ગુરૂદેવે ભારપૂર્વક કહ્યું.

" અને આ જનતા બની શકે એટલો સ્વાર્થ સાધી લેવાને તત્પર છેને ?"

" દિલગીર થવા જેવું છે. પણ, એ સાચું છે."

" જુઓ, ત્યારે કારખાનાંમાં કામ કરતા એકાદ કામદારનો આપણે દાખલો લઇએ."

" પણ, મૂડી વિના કારખાનાં કેવાં ?"

અને કામદારો વિના મૂડીના ગુણકારો ન થાય એ પણ ખરૂં ને ?"

" ખરેખર."

" વારૂ. હજુ તો આપણે હતા ત્યાં ને ત્યાંજ છીએ. હવે આગળ ચાલીએ. જુઓ. આવાં એકાદ કારખાનાંમાં કામદાર મજુરી કરે છે. મૂડીવાળો – ભાગીદાર – શેરધારી અથવા માલીક–મૂડી રોકે છે. મૂડી અને મજુરી એ બંને ના પ્રયાસથી પૈસા પેદા થાય છે. આમ પેદા થયલા પૈસાના ભાગ પડાય છે. મૂડીવાળાનો ભાગ તે 'નફો' અને કામદાર નો ભાગ તે 'મહેનતાણું.' ખરૂંને ?"

" ખરૂં. અને આ ભાગ ન્યાયપુરઃસર વહેંચાયલો હોવો જોઇએ."

" વારૂ. પણ આપણી વાત તો બીજી છે. આપણે કબુલ કરી ગયા કે માણસ સામાન્ય રીતે સ્વાર્થી છે; અથવા

સામાન્ય માણુસ સ્વાર્થી છે. જુઓ, ત્યારે એક સામાન્ય માણુસ તરીકે કામદાર સ્વાર્થી છે અને કારખાનાંની કમાણીમાંથી વધુમાં વધુ મેળવવા ઇચ્છે છે. મૂડીવાળો પણ બિચારો સામાન્ય માણુસ છે, – અને વધારામાં કદાચ વધુ લોભી પણ હોય – એટલે તેની પણ વધારેમાં વધારે તારવી લેવાની ઇચ્છા છે. હવે, કમાણી તો થઇ છે એટલીજ છે, અને દરેક પક્ષને વધારેમાં વધારે જોઇએ છે એટલે એક પક્ષને ઓછામાં ઓછું આપવાનું. આ થઇ મૂડી અને મજુરો વચ્ચેના સ્વાર્થની મારામારી. આનો નિવેડો શી રીતે લાવી શકાય ? આમ છે એટલે મૂડી અને મજુરોની વચ્ચે ભાગના ટંટા તો જામ્યાજ કરવાના. આજે આપને મુંબઇનાં એકાદ પરાંમાં જવાનું હોત તો જરા વિચાર થાત. એક પણ લોકલ આજે નથી દોડતી.”

“વળી પાછી હડતાળ પડી છે શું ?”

“હાજી, રેલ્વેની કમાણીમાંથી કામદારોને વધુ ભાગ જોઇએ છે.”

“કેટલું ખોટું ! ખરેખર કામદારોમાં જરાયે દીર્ઘદ્રષ્ટિ તો નથીજ. અને એ લોકો અમારી સહાનુભૂતિ ઇચ્છે છે ! જંગલી લોકો ! હડતાલ ચાલશે એટલે ખૂનામરકી ફેલાશે; બીજો શો ફાયદો નીકળવાનો છે ? અને સુખેથી કામ કર્યા કરશે તો તેમને વધારે મહેનતાણું મળીજ રહેશે.”

“ગુરૂદેવ ! ફરી પાછા આપ હવામાં ઉડતા હો એમ લાગે છે. હમણાંજ આપણે વાત કરી કે સામાન્ય માણુસ સ્વાર્થી

છે. ત્યારે એમને વધારે મહેનતાણું શી રીતે મળી જવાનું છે? અને નથી મળ્યું ત્યારે તો હડતાળ પડી છેને?"

"એ ખોટું છે. એમને વધુ મહેનતાણું મળવુંજ જોઇએ."

"હું પણ એજ કહી રહ્યો છું; પરંતુ આજના મૂડીવાદીઓ પોતે અત્યાર સુધી શીખેલું 'રાક્ષસી નીતિશાસ્ત્ર' નહિ વિસરી જાય ત્યાં સુધી તો આ વસ્તુસ્થિતિ આવવી અસંભવિત જણાય છે. અને આ 'રાક્ષસી નીતિશાસ્ત્ર' ની અનીતિમાંથી એ બિચારાઓને ઉગારી લેવા એ આપના જેવાઓનું કર્તવ્ય છે."

"અમે એમને આવું નીતિશાસ્ત્ર ઓછુંજ શીખવાડી રહ્યા છીએ?"

"નહિજ, પણ સાચું નીતિશાસ્ત્ર પળાવવાનો પૂરો આગ્રહ આપ કદાચ નહિ કરી શક્યા હો; અથવા તો એઓ આપના આદેશો જીવનમાં ઉતારવા પ્રમાદી હોય એમ પણ બની શકે. ગરીબોનો આર્તનાદ આપનાં ધર્મરાજ્યમાં આજ સુધી કદાચ ન પહોંચી શક્યો હોય. જુઓ, ગુરૂદેવ! અઢારમા સૈકાની આખરમાં પશ્ચિમના દેશોમાં સંચાકામ દાખલ થયું. કહેવાતા સુધારાના જીવલેણ વાયુ સાથે એ આપણે ત્યાં આવ્યું. કારખાનાંઓ વસતાં ખેડુતો મજુરો બન્યા; ગામડાંઓ તુટી શહેરો ભરાયાં; તંદુરસ્ત મજુરીનો જુનો જમાનો અદ્રશ્ય થયો અને કારખાનાંની દિવાલો વચ્ચે વિનાશી મજુરીનો યુગ બેઠો. કારખાનાંના કામદારોનું જીવન! અરે, એ તો મનુષ્યોનાં કસાઈખાનાંની કરૂણ કથા છે! આ વસ્તુસ્થિતિ સામે આપે કેટલો

પોકાર કર્યો ! પ્રભુનાં આ દીન અને દુઃખી બાળકોને આ કસાઇખાનાંઓમાં ક્ષણે ક્ષણે કપાઇ મરતા આપે કોઇ દિવસ પણ જોયા છે ? પ્રભુના પ્રતિનિધિ ! આપના મૂડીવાદી અનુયાયીઓને આપ ઇશ્વરના દરબારનો શો સંદેશો આપવા ધારો છો ? આપના આ અનુયાયીઓ પાસેની પાઇએ પાઇ નિર્દોષોનાં લોહીમાં રંગાયલી હોય છે અને આ પૈસાઓનીજ આપને ચરણે ભેટ ધરાય છે ગુરૂદેવ ! આપને હું શું શું કહું ?"

સર્વદમનના આ વચનો સાંભળી ગુરૂદેવ તો સ્તબ્ધજ બની ગયા. એઓશ્રીના ઉત્તરની રાહ જોયા સિવાયજ સર્વદમને એમનાં વાગ્બાણો મારી તરફ છોડયાં: "અને તરલિકા ! તમેય મૂડીવાદમાં ઉછર્યાં છો. મૂડીવાદનાં પક્ષપાતી છો. પણ તમને ખબર છે કે તમે પરિધાન કરેલી આ સાડી કંઇક બિચારાં ગરીબોનાં ગરમ લોહીથી ખરડાયલી છે ? ખબર છે તમને કે તમારાં અન્નનો દાણેદાણો એ લોહીમાં ઝબોળાયલો છે ? અને જાણો છો તમે કે તમારી મહેલાતનાં ઉન્નત શિખરમાંથી જીવવાનાં દુઃખે મરી ફૂટેલાં કેટલાંયનાં ખૂન ટપકી રહ્યાં છે ?"

"બસ કરો સર્વદમન ! આ લોહીની વાત આટલેથીજ અટકાવો." આ શબ્દો મારાથી બોલી જવાયા અને પછીથી તો મારૂં હૃદયમંદિર મહાગ્લાનિનાં ઘોર વાદળોમાં ઘેરાયું. લોહીની નદીઓનાં ઘોધ મેં મારી નજર આગળ વહેતા જોયા. મારી આંખમાં ઝળઝળિયાં ભરાઇ આવ્યાં. મારા પિતાશ્રી અને ગુરૂદેવ તો ભયંકર મૌન સેવી રહ્યા હતા. હૃદયનો ભાર જરા હલકો કરવા હું રસ્તાપર પડતા રવેશમાં ગઇ. પિતાજી

પણ મારી પાછળ આવ્યા. થોડીવારે સર્વદમન પણ ત્યાં આવ્યાં. ઘડીભર અમે ત્રણે જણાં મુંબઇ નગરીના સેંડહર્સ્ટ રસ્તાપરની સમીસાંજની ધમાલ નિરખતાં ઉભાં રહ્યાં. એટલામાં સર્વદમન એક ઉંડો નિશ્વાસ નાંખી બોલી ઉઠયા: "જલદી જુઓ, તરલિકા ! સામેની પગથીપરના પેલા ઠુંઠા હાથવાળા ચીંથરેહાલ આદમીને જોઇ લો." અને તુરતજ—હું જોઉં ન જોઉં તે પહેલાં તો એમણે એ માણસને બૂમ પાડી ઉપર બોલાવ્યો. મને એમનાં આ વર્તનપર આશ્ચર્ય ઉપજ્યું. પણ આ દશામાં વધારે વાર કયાં રહેવાનું હતું ? થોડીજ ક્ષણોમાં એ માણસ ઉપર આવ્યો. બારણામાં તે ઉભો રહ્યો. અમારાં દિવાનખાનામાં પોતાનો પડછાયો પાડવાનીયે તેનામાં હિંમત ન હતી !

તેની સામે આંગળી ચીંધીને સર્વદમને કહ્યું: "તરલિકા, આ માણસનું નામ માધુ. જુઓ, એનો ડાબો હાથ કપાઇ ગયો છે. જે જે મીલોમાં તમારા પિતા શેર-ધારી છે – એટલે ભાગીદાર છે એમાંનીજ એક મીલમાં આ માધુયે પોતાનો હાથ ગુમાવ્યો છે. જે લોહીના મહાકુંડમાં તમે ડૂબ્યાં પડયાં છો એ લોહીમાં બે પાંચ ટીપાં આ ગરીબ બિચારાના કપાયલા હાથમાંથીયે ટપકયાં હશે ! બિચારાયે તમારી નોકરી કરતાં – ગુલામી કરતાં પોતાનો હાથ ગુમાવ્યો એટલે તમે તેને તમારાં કામને માટે 'નાલાયક' ઠરાવી રસ્તાપર રઝળતો કરી મુકયો ! તરલિકા ! આ શબ્દો હું 'તમને' ઉદ્દેશીને કહું છું કારણ મીલના અમલદારોના પગાર પણ તમે બધા ભાગીદારોજ ભરી રહ્યા

. ને ? અરેરે, બિચારા માધુયે અકસ્માતમાં હાથ ગુમાવ્યો ! દિવસભર કામ કરી લોથપોથ થઇ ગયેલા મજુરો પાસે રાત્રિયે મીલો ચલાવી – કાયદા વિરૂદ્ધ, ચોરી છૂપીથી પણ મીલો ચલાવી નફાના ભૂખ્યા માલેકો કામ લે છે ! આ અકસ્માત આવી એક રાત્રિયે બન્યો. ગજા ઉપરાંત કામ કરતાં બીજું શું થાય ? બિચારાને ઘરવાળી અને બે છોકરાં છે."

"સમજી. પણ, મીલવાળાઓએ તેને માટે શું કર્યું ?"

"કાંઇ નહિ. નહિ નહિ, હું ભૂલું છું. તેઓએ તેને માટે બહુ કર્યું ! જુઓ એક તો એ કે તેનો હાથ કપાઇ ગયા પછી તેને પોતાનાં કામને માટે 'નાલાયક' ઠરાવી કાઢી મૂકયો. બીજુ એ કે માધુયે દવાખાનાંમાંથી સારા થઇ આવ્યા પછી મીલ સામે નુકશાનીનો દાવો માંડયો તેની સામે તેઓ અંતપર્યંત ખૂબ લડયા. અને આખરે જીત્યા. તરલિકા ! તમને ખબર નહિ હોય કે આ મીલવાળાઓના વકીલો – બેરીસ્ટરો બહુ બાહોશ હોય છે.

"મીલવાળાઓ આવું કરે એ મને તો અસંભાવિત લાગે છે. માધુનોજ કદાચ કાંઇ વાંક હશે. તેને કાંઇ બદલો રાજી ખુશીથી તેના માલીકોએ ન આપ્યો તેનું કારણ કદાચ તેની ઉદ્ધતાઇ, અનિયમિતતા અને સ્વચ્છંદીપણુંયે હોય. તમે તો જાણતા હશો કે મજુરો આવા આવા અનેક અવગુણોના ભંડાર હોય છે."

"તરલિકા ! ખરી વાત છે ! ગરીબ અને અજ્ઞાન કામદારો સુધરેલાં પાખંડથી અજ્ઞાન છે ! પણ, અત્યારે તો આપણે

આપણી મૂળ વાતજ કરી લઇએ. જુઓ, તમે એક કામ કરો. માધુના કેસમાં મીલવાળાઓએ બેરિસ્ટર અનંતને રોકેલા. માધુના વકીલ રામનારાયણ હતા. તમને એમની કને જવામાં કશીયે અડચણ નથી આવવાની એવું મારૂં માનવું છે માધુના મુકદ્દમાની વિગતોમાં તમે એક વખત ઉતરી જુઓ મને લાગે છે કે તમારાં જીવનમાં આથી કદાચ નવો ઉજાશ રેડાશે."

સર્વદમનનું આ કથન મને ઠીક લાગ્યું. અને મારામાં આ બાબતની જીજ્ઞાસાયે જાગીજ હતી. તેમને તો તત્કાળ મેં કાંઇયે ઉત્તર ન આપ્યો; પણ પાછળથી ગુરૂદેવ સાથે વાતચીત કરી તેમની સાથેજ આ બાબતની તપાસ કરવાનો મેં નિશ્ચય કર્યો. દરમ્યાન તો સર્વદમનની લોહીની વાતપરજ મારૂં મગજ ભમ્યાં કર્યું.

---

# પ્રકરણ ૩ જું

—:૦:—

## માધુનો મુકરદમો

મેં જોયેલો માધુનો ઠુંઠો હાથ મારાં જીવનમાં શાં શાં પરિવર્તનો કરવાનો હતો એની મને શી ખબર ? આગલે દિવસે સર્વદમને જ્યારે માધુને મારી સામે બોલાવ્યો ત્યારે તો મને કાંઇયે અસર નહોતી થઇ. પણ બીજે દિવસે જ્યારે મેં તેના મુકરદમાની તપાસ કરવાને તેની ઓરડીમાં તેની મુલાકાત લીધી ત્યારે મારાં મનમાં ઘણુાયે દુઃખદ વિચારો ઉભરાઇ આવ્યા. મુંબઇની મૂઠીભર મહેલાતોના પડછાયા પાછળ પડેલા કામાટીપુરાની એક ગલ્લીમાંના સડેલા માળામાં માધુની ઓરડી હતી. તૂટી ગયલી ગટરોનાં વહી રહેલાં પાણીનાં ભર્યાં પડયાં ખાબોચિયાં, તેમાં એકઠો થયલો સડેલો કાદવ, જમાના જુના કચરાના જ્યાં ત્યાં પડેલા નાના મોટા ટીંબા, હવામાં ઉડી રહેલા માખી જેવડા મચ્છરો અને ચારે તરફ ફેલાઇ રહેલી ભયંકર બદબોથી માધુની ઓરડી સુધી પહોંચતાં તો મારૂં માથુંયે ફરી ગયું ! અમે એની તપાસ કરવા જવાના હતા એ સમાચાર સર્વદમને માધુને પહોંચાડી દીધા હતા એટલે એ તો અમારી રાહ જોઇનેજ બેઠો હતો. બારમા નંબરની તેની ઓરડી આગળ અમારો પગરવ સંભળાયો એટલામાં તો ઓરડીનું બારણું ઉઘાડી માધુ અમારી સામે

નગ્નવદને ઉભો રહ્યો. મને થાય છે કે આપુની ઓરડીનું હું અહીં થોડું વર્ણન કરૂં. પણ આ વર્ણન આલેખવાને માટે તો કામદારના કુમાર મારા સર્વદમનની કલમ જોઇએ. છતાંય, થોડુંક તો કહી દઉં. એ ઓરડીમાં બે બારીઓ, એક ખાળ, ખાળની બાજુમાં નાની સરખી ચોકડી અને ભીંતમાં ખોડેલી ચાર લાકડાંની ખીલીઓ હતી. ખૂણામાંની એક બારી આગળ ઉપરાઉપર લાકડાંની બે નાની ભાંગી તૂટી પેટીઓ ગોઠવેલી હતી. પેટીઓ ઉપર જમાનાજુનાં મેલના થરથી સડતાં બે ગાદલાંઓ અને તેની ઉપર ચીંથરેહાલ એક બે ગોદડાંઓ પડયાં હતાં. બારી આગળ ખડકી રાખેલા આ સરંજામને અંગે એ બારી બંધજ રાખવી પડતી હતી. બીજી બારી સામેની ચોકડી પાસે હતી. તેનાં સળીયા સાથે સીંદરી વડે લાકડોના કટકાઓ બાંધી તેના ઉપર બે નાની સરખી અભરાઇઓ ગોઠવી હતી. તેના પર કટાઇ ગયેલાં ચાહના બે ત્રણ ડબ્બાઓ, ચાર પાંચ કાચની શીશી-ઓ, બે ત્રણ નાળિયેરની કાચલીના વાટકાઓ અને પાંચ સાત નાની નાની ડાબલીઓ પડી હતી. બીજી બારી પણ આમ બંધજ રહેતી. ચોકડીમાં એક ચુલો હતો. ચુલા ઉપરની ભીંતમાં ખીલાઓ ઠોકી તે પર બે રસોઇ કરવાનાં હાંડલાંઓ ટાંગ્યાં હતાં. ચોકડી પર કેટલાય ઘાબાવાળાં થોડાં વાસણો ઉંધાં વાળ્યાં હતાં. ચોકડીની બાજુની ભીંત પર એક તૂટુંતુટું થઇ રહેલો ખાટલો લટકાવ્યો હતો. બીજી ખીલીઓ પર ફાટયાં તૂટયાં કપડાંઓ જેમ તેમ ખડકી દીધાં હતાં. ચારેતરફ જાળાં બાઝયાં હતાં ચલમના રાખ અને બીડીનાં ખોખાં જ્યાં ત્યાં

પડયાં હતાં. માધુને એક પંદર વર્ષની પુત્રી અને ચાર વર્ષનો એક પુત્ર હતો. આ કુટુંબને માટે આ એક ઓરડી પૂરતી નહોતી માટે બારી અને બારણા ઉપરનાં જાળીયાંના સળિયા સાથે દોરી બાંધી તેના ઉપર ગુણિયાનો પડદો નાંખી ઓરડીના બે વિભાગ કર્યા હતા. આ ઓરડીમાં સૂર્યનું એક કિરણ પણ પ્રવેશવા ન પામે: હવાની એક લહરી પણ આવવા ન પામે. આવી દશામાં રહેનારના શા હાલ? અને છતાંયે, અમારા અન્નદાતા તો અહીં વસી રહેલા માનવીઓજ છે એ વાત તો મને હજુ હવેજ સમજાવાની હતી!

માધુએ અમને અચકાતાં મને જમીનપર બિછાવેલાં ગંદા ગુણિયાંપર બેસવા વિનંતી કરી. અમે ઉભા રહેવુંજ પસંદ કર્યું. હું તો હજુ ઓરડીમાં આમ તેમ જોઇજ રહી હતી એટલામાં માધુ બોલી ઉઠયો: "બાઇ સાહેબ! મીલમાં નોકરી કરતાં મારો હાથ કપાયો તેથી મીલવાળાઓને હું બીજા ઉપયોગમાં તો ન આવત; પણ ચોકીદાર તરીકે મને નિભાવવામાં તેઓને કયો વાંધો આવવાનો હતો? મારૂં ગરીબ માણસનું ગુજરાન ચાલત; તેઓને હું દુવા દેત."

"પણ માધુ, તારો હાથ શી રીતે કપાયો?"

"માબાપ એ તો હું કેમ કહી શકું?"

"કેમ ન કહી શકે? બેદરકારીનું બીજું શું પરિણામ હોય?"

"નહિ બાઇ સાહેબ! હું બેદરકાર તો જરાય નહતો, બાપુ! ભલે અમે ઢોર જેવા હોઇએ: પણ જીવને જોખમે અમે બેદરકાર કેમ રહીયે? મીલના જમ જેવા સંચાઓ અમારાં

સગાં થાય છે ? બાઇ સાહેબ ! અમને એટલું તો ભાન હોયજ. પણ શું કરીએ ? આખો દિવસ મજુરી કર્યા પછી અમે બહુ થાકી જઇએ. સાંજના કામપરથી છૂટયા પછી તો અમારૂં શરીર પણ અમારા હાથમાં નથી રહેતું. તેમાંયે મારો હાથ કપાયો તે દિવસે તો મીલ વધારે વખત ચાલવાની હતી અને વધારાનું કામ કરૂં તો મને વધારાના પૈસા મળે એ લાલચે તે દિવસે હું વધારાનું કામ ભરતો હતો. થાકીને લોથ થઇ ગયલું શરીર હાથમાં ન રહ્યું અને સંચાના ઝપાટામાં હાથ આવી ગયો. મોટાં બા ! આજે સત્તર વરસો થયાં હું મીલમાં કામ કરૂં છું અને મને ખબર છે કે ઘણાખરા અકસ્માતોનું કારણ અમારૂં ગજા ઉપરાંતનું કામ હોય છે. અને બાઇ સાહેબ ! માલીકનું કામ કરતાં હાથ કપાયો તેનુંય કાંઇ નહિ; પણ અમારા વડા કામદારે અને મીલના સાહેબે જો બે શબ્દો મારી તરફ વાપર્યા હોત તો મને કોર્ટ બે પાંચ પૈસા તો જરૂર અપાવત. ”

માધુની પાસેથી મારે વધારે કાંઇ સાંભળવાનું હતુંજ નહિ. એક વાત તો સ્પષ્ટજ હતી કે માધુની દશા લાચાર હતી. તેની પત્નિ અને પુત્રની કમાણીપર ઘરનો આધાર ન ચાલે. તેણે કહેલા વડા કામદાર અને સાહેબ પાસેથી વધુ વાત જાણવાનો નિશ્ચય કરી અમે માધુને આશ્વાસન આપી જવા નીકળ્યા. અમે ચાલ્યા અને માધુયે ફરી એકવાર અશ્રુભીની આંખે શબ્દો ઉચ્ચાર્યા: “ બાપુ ! ચોકીદાર તરીકે પણ મને નિભાવ્યો હોત તો મારૂં ગરીબ માણસનું ગુજરાન ચાલત અને મારા અન્નદાતાને હું દુવા દેત ! ”

પાછા વળતાં મને માધુના વકીલ પાસે જઇ આવવાનું યાદ આવ્યું. તેનું સરનામું મને સર્વદમને આપીજ રાખ્યું હતું એટલે મારી ગાડી મેં પાયધુનિ તરફજ હંકરાવી.

• • • • •

રામનારાયણને જોતાંજ મને સમજાઇ ગયું કે માધુનો મુકરદમો કેમ માર્યો ગયો. થોડાક પ્રસ્તાવ પછી મેં તેમને પૂછ્યું: " વકીલ સાહેબ! માધુનો મુકરદમો કેમ માર્યો ગયો ? "

" કેમ માર્યો ગયો ? જુઓ, ફરિયાદપક્ષના સાક્ષીઓએજ જ્યાં સામાને લાભદાયી સાક્ષી આપી ત્યાં બીજું. શું થાય ? માધુના લાભમાં એક શબ્દ પણ તેમનાં મ્હોંયેથી ન નીકળ્યો. મુખ્ય સાક્ષીઓ – વડો કામદાર અને મીલનો કાર્યવાહક એટલા અજ્ઞાન હતા કે પોતાનાં પેટપર પાટુ મારે ! માધુ તો મૂર્ખ છે. બેરિસ્ટર અનંતની ઉલટ તપાસમાં બિચારો મુંઝાઇ ગયો. ચાલાક બેરિસ્ટરે માધુને મ્હોંયેજ માધુનો મુકરદમો નબળો પડાવ્યો

" પણ, માધુનો પક્ષ ખરોજ હોય તો મુકરદમો નબળો પડીજ શી રીતે શકે ? ન્યાય હોય ત્યાં બીજું શું થાય ? "

" ભલાં બ્હેન ! આવી બાબતોમાં ન્યાય કેવા ? વાત શી ? જુઓ, આ સામેનાં કબાટમાં કાયદાનાં પુસ્તકો પડયાં છે. આ ઉમ્મરભરના અમારા કાયદાના અભ્યાસ પછી અમારી તો અચુક માન્યતા બંધાઇ ચુકી છે કે કાયદો એ એક વસ્તુ છે; અને સત્ય એ કેવળ બીજીજ વસ્તુ છે. કોઇ પણ વકીલને આ વાત પુછી જોજો. "

" તમે એમ કહેવા માગોછો કે માધુની ફરિયાદ સાચી હતી – ન્યાયી હતી અને છતાંય એ હારી ગયો ? તમે એમ કહેવા માગો છો કે ન્યાયમંદિરમાં ન્યાય નથી ? "

" એમ તો કેમ કહું ? પણ બ્હેન ! એ ગઇ ગુજરીનું હવે તમારે શું કામ ? મને માધુનો મુકરદમો બરોબર રજૂ કરવા પૂરતો અવકાશજ ન મળી શકયો ! અને કયાંથી મળે ? અનંતપ્રસાદના હાથમાં બારબાર ગીલના કામકાજ છે તે અમથાં હશે ? ઉલટ તપાસમાં એ ભારે ઉસ્તાદ ! અને રોજ પણ એવાંજ આકરાં છે તો ? આવા નજીવા મુકરદમાઓમાંય પણ પચ્ચીશ સોનામહોર ! બોલો, આના પ્રમાણમાં અમને માધુ પાસેથી શું મળી શકે ? "

" કો'ને ખબર છે ? કદાચ તમે પણ એને લૂંટયો હશે ! "

" શા માટે ન લૂંટું ? મારે પનારે બીજા પાંચ છ જીવો પડયા અને અમારે બધાને આ જગતમાં હજુ જીવવું છે. બોલો, અમે ન લૂંટીએ તો અમારી કોઠીમાં અનાજ નાંખવા કોણ આવવાનું હતું ?

" અને......વારૂ. પણ, આપ સમજયાંને ! મને માધુનો પક્ષ યથાયોગ્ય રજુ કરવાનો અવકાશજ ન મળ્યો ! વળી અનંતપ્રસાદ અને ન્યાયાધીશ સાહેબ વચ્ચે સારી મિત્રતા છે. મને માધુની વાત બરોબર રજુ કરવાનો વખત મળ્યો હોત તો પણ આ મિત્રાચારી આડી આવત એમ તો નથીજ; છતાંયે, ફેર એટલો ફેર. મને ખાસ એવો વખત અપાવવો અથવા આપવો એટલું તો ન્યાયાધીશના હાથમાં ખરૂંજ. પણ જુઓની,

અનંતપ્રસાદ અને ન્યાયાધીશ સાહેબ કેવળ પાસેના પાડોશીઓ; એકજ 'લૉજ,' એકજ 'કલબ'ના સભ્યો. બંનેનાં પત્નિઓને પણ સારાં બ્હેનપણાં. પણ એવું કાંઇ નહિ. એ તો એમજ બનતું આવ્યું છે !"

* * * * *

"રણમલ ! તેં સાધુની વિરૂધ્ધની જુબાની શા માટે આપી ; તને ખબર ન હતી કે સાધુને શી રીતે અકસ્માત થયો હતો ?" મેં વડા કામદારને પૂછ્યું.

"કારણ કે મારે એક ઘરવાળી છે; અને ત્રણ છોકરાં છે."

"એટલે ?"

"એટલે કે મીલવાળાઓની વિરૂધ્ધ જવું અમને ન પાલવે."

"શા માટે ?"

"એટલા માટે કે આજે ચૌદ વર્ષો થયાં આ મીલમાં કામ કરતો આવ્યો છું. ઉપરી અમલદારોની મહેરબાનીથી – અને થોડુંક મારાં કામને અંગે – આ જગ્યાએ આજે બેઠો છું. અમારાં 'મજુર મંડળ'નો હું એક સભાસદ હતો છતાંયે બે બે હડતાળો વખતે 'મંડળ'ને મૂકી મેં મીલનો – માલેકોનો સાથ કરેલો. બીજા કામદારોએ ત્યારથી મારી સાથે 'ચ્હા પાણી' પણ બંધ કર્યાં છે. મને મીલમાંથી ઉખેડી નાંખવાને બધા એક પગે થઇ રહ્યા છે. જુઓ, ભાઇ સાહેબ ! આ કપાળપર હજુ તો ઇંટોના ઘાનાં નિશાનો છે. એ ઇંટો મેં હડતાળ વખતે ખાધેલી. સમજ્યા બા ? આ હકીકત છે."

"એ તો સમજી. પણ, સાધુની બાબતમાં સાધુનો વાંક કેટલો ?"

"બાઇ સાહેબ! ખરૂં પૂછો તો માધુને તો બદલાના પૈસા મળવાજ જોઇએ. બિચારાનો હાથ ગયો!"

"ત્યારે તો તેં સત્ય જાણતાં છતાંયે છુપાવ્યું છે. સોગંદ લઇને પણ જુઠી સાક્ષી આપી છે."

"હા, માબાપ!"

• • • • •

મીલનો વ્યવસ્થાપક પ્રેમળ મને બહુ ક્રૂર – નિષ્ઠુર જણાયો. પ્રેમળમાં પ્રેમનો અંશેય નહોતો. કો'ની તાકાત છે કે એના વહીવટમાં બહારનાં માણસો માથાં મારે? તે દિવસે તો આકાશ અને પાતાળ એકઠાં થાય! આવા આવા તો અનેક તાર તેનાં મગજમાં ભમ્યા કરતા હતા. મારા સવાલોનો એક પણ જવાબ આપવાની તેણે મને સાફ 'ના' સુણાવી.

• • • • •

"તું મીલમાં શું કામ કરે છે?"

"હું વડા કામદારોમાંનો એક છું."

"તારૂં નામ?"

"રામુ."

"વારૂ. રામુ. પેલો માધુ – જેનો હમણાં થોડા વખત પહેલાં હાથ કપાઇ ગયો હતો એ માધુ – એના સંબંધમાં તું કાંઇ જાણે છે? કોરટે એને બદલો કેમ ન અપાવ્યો?"

"હા, હા. યાદ છે. બિચારાને કોરટે કાંઇ ન અપાવ્યું! થોડું ઘણું તો અપાવવું'તું! પણ બાઇ સાહેબ! એ તો એમજ થયાં કરે છે! મીલવાળાઓને અમારા લોહી પીને મસ્ત

બનવું હોય ત્યાં બીજું શું થાય ? અરે પણ આવા તો ઘણાય અકસ્માતો બની જાય છે ! દરેક વખતે માલ આખર સુધી લડી અમારા – ગરીબ કામદારોના પાયા ઢીલા કરી નાંખે છે ! અમારી મહેનતે – અમારા પરસેવાને ટીપે માલમાલિકો – એજન્ટો અને ભાગીદારોનાં છોકરાં ઘૂઘરે રમે અને અમારાં પેટ માટે પૂરા રોટલાનાયે સાંસા !"

રામુની આ વાત સાંભળી અમને હમણાંજ વહેંચાયલો અમારા ભાગનો નફો મને યાદ આવ્યો. એજ પૈસામાંથી મેં એક સાડી અને બે પુસ્તકો લીધાં હતાં. સર્વદમનની લોહીની વાત પણ મને ફરી યાદ આવી. પણ મારે રામુની વાત પૂરી કરી લેવી જોઇએ.

"વારૂ. પણ રામુ ! તારી સાક્ષી લેવામાં આવી હતી કે ?"

"હાજી."

"અરે ! ત્યારે તો તારી કેટલી મૂર્ખાઇ ? તું એટલું પણ ન કહી શકયો કે સંચાને સાચવતાં માધુ અકસ્માતનો ભોગ થઇ પડયો ? તને સાચી વાતની ખબર તો હતીને ?"

"બધુંયે હતું. છતાંયે મેં તો માધુની બેદરકારી વર્ણવી !"

• • • • •

હું અમારાં દિવાનખાનામાં દાખલ થઇ અને મેં સર્વદમનને જોયા. કાંઇ પણ વાત કરતાં પહેલાંજ મેં મારી અધીરાઇ પૂરી કરી: "સર્વદમન ! હું માધુના મુકરદમાની તપાસ કરી રહી છું. મને લાગે છે કે તેના તરફ યોગ્ય વર્તન તો નથી ચલાવાયું. અને......અને મને એમ પણ લાગે છે કે મારી સાડીમાંથી ગરીબનું લોહી એ......ટપકે !"

"પરમેશ્વર ! અને, જો માલિક અને તેના ભાઈઓપર દયાદૃષ્ટિ રાખવામાં આવે તો ભાગીદારોને આટલો નફો તો નજ મળે !"

"સર્વદમન ! આ સાડીઓમાંથી મારો મોહ હવે નષ્ટ થતો જાય છે."

"ત્યારે તો ઠીક: પણ રમેને આ મીલનાં મફી શણનાં કપડાંને વળગતાં ? તરલિકા ! શણનાં કારખાનાંઓમાંય આજ દશા ચાલી રહી છે. દરેક જગ્યાએ આવુંજ છે. આપણા જમાનાના બહુ ગવાઇ રહેલા સુધારાનાં મહામંડાણ ગરીબોનાં મુડદાંઓપર થયાં છે ! આપણા કહેવાતા સુધારાની ઇમારતના સાંધેસાંધા ગરીબોની કકળતી આંતરડીનાં તપતાં લોહીથી સંધાયલા છે ! પણ ફિકર નહિ. તરલિકા ! તમારા આ સુધારાની – અને જગતના મૂડીવાદની કબર એ ખોદાય ! પણ તરલિકા ! તમે શી તપાસ કરી ?"

મેં જે તપાસ કરી હતી તેનું વર્ણન મેં સર્વદમનને કહી સંભળાવ્યું. અને એમણે કહ્યું: "તરલિકા ! તમે જેટલાની સાથે વાત કરી એમાંનો એક પણ પોતાનાં મનનો ખરો માલીક નથી. એ બિચારાઓ પેલા રાક્ષસી સંચાઓની મહાપરંપરા સાથે યંત્રવત્ જોડાયલા છે ! આ દુર્દશા આટલેથી – આજથીજ નહિ અટકાવાય તો આવતી કાલની જનતા વિશેષ અધ:પતનમાં ઉતરવાની. મારા પિતા મારી આંખો સામે ચોરી કરે, જુઠું બોલે, જુગાર રમે, વ્યભિચાર ખેલે; ત્યારે હું શું શું ન કરું ! આજની ઉછરતી પ્રજા જોઇ રહી છે – વિચારી રહી છે કે તેમનાં

પેટ કેવાં કેવાં કાવાદાવાથી ભરાઇ રહ્યાં છે ! પ્રભુ જાણે આ પ્રજા તેનાં સંતાનોનાં ગુજરાન શી રીતે ચલાવશે ! ખરેખર, બહુ નશીબદાર છું હું, તરલિકા ! પહેલું તો એ કે હજુ પરણ્યોજ નથી; અને કદાચ પરણું તોયે પિતા થવાની હિંમત વર્તમાન જમાનામાં તો ન કરૂં !"

"એનો કાંઇ અર્થજ નથી."

"ભલે નહોય. પણ એ આજને ચોઘડિયે આવશ્યક છે."

"કેમ ?"

"કારણ કે હું બળવાખોર રહ્યો ! જુઓ, તમારા પિતાશ્રીએ પેલી તીજોરીમાં જે ગરીબોનાં લોહી – પૈસા – સંઘરી રાખ્યા છે તે ભલે ગરીબોનેજ – પણ પાછાં આપી દેવા હું એકાદ મધરાતે તમારા ઘરમાં લૂંટ ચલાવવા આવું તો ?"

"આપણાં આંગણાંમાંજ ઉભા રહેલા પેલા બે પઠાણોને આપે હજુ નથી જોયા લાગતા ! સર્વદમન ! વારાફરતી એકનો ખડો પહેરો રાત્રિને વખતે પણ રહેજ છે. સમજ્યા કે ? પિતાશ્રીને તમે કેવળ કાચા ધાર્યા ?"

"ત્યારે તો કદાચ અમે બે પાંચ જણાંઓ આવીયે ! પણ તોયે ઝગડા તો કનમેજને ?"

"પણ તમે આવું કરવા કયાં બેઠા છો !"

"તરલિકા ! તમે ભૂલો છો. અરે, અમે તો આથીયે વધુ કરવા ઇચ્છિયે છિયે. અમારે તમારાં ઘરોમાંથી પૈસાજ કાઢી લેવા છે એટલુંજ નહિ પણ અમારે તો આ મહાલયો, મીલો, આગગાડીઓ, કારખાનાંઓ ખાણો અને એવું બધું તમારૂં–

તમારી માલિકીનું મટાડી દેવું છે. અને એ દિવસો ચાલ્યા આવે છે; તમને કદાચ નહિ જણાતા હોય. પણ હજુ તો તમારે માધુના મુકરદમા માટે બેરિસ્ટર અનંતને મળવું રહ્યું છે. અને વર્તમાનપત્રોના ખબરપત્રીઓ! અરે, એમને તો હું અત્યાર સુધી ભૂલીજ ગયો! આ બધાય બિચારાઓ સંચાના ગુલામ છે! તરલિકા! આ ગુલામીની હું તમને શી શી વાતો સંભળાવું!"

---

# પ્રકરણ ૪ થું

—:૦:—

## સંચાના ગુલામ

માધુના હાથની અને તેના મુકરદમાની વાત હું વધુ ને વધુ વિચારતી ગઇ તેમ મારાં ઉરે વધુ ને વધુ સંતાપ વહેતો રહ્યો. દુનિયાનાં દુઃખી જીવનનો મને આ પહેલો પરિચય હતો. મારાં શાળા અને પાઠશાળાનાં જીવનમાં પુસ્તકોમાં વાંચેલી વાતો-શીખેલા સિદ્ધાંતો હવે મને સમજાયા! શાળાનાં પુસ્તકો અને જગતમાંનું 'જીવન': એ બંને વચ્ચે છૂપાઇ રહેલા ભેદોનાં પડદા હવે મારી સમક્ષ ફાટવા લાગ્યા. મને થયું: "દુનિયાના દુઃખભંડારો ખોળી ખોળી નિરખી લઉં! દુઃખી જનતાની કરૂણ કથનિઓના અનેક ઇતિહાસો આલેખી દઉં! મૂડીવાદીને માથે પોકાર પાડું: 'ઓ મૂડીવાદીઓ! તમારા મૂડીવાદની પાછળનો પડદો જરા ઉંચકી જુઓ! સમય છે ત્યાંજ ચેતો! દુઃખીનાં દુઃખ પિછાની લ્યો! જીવતાં જાગતાં સત્ય સામે આંખમીચામણાં રહેવા દો! હાથમાં બાજી છતાં હારવાના સોદામાં શા સારૂ ઉતરો છો!'"

મૂડીવાદની આખી રચના સુધરેલી લૂંટ – ગરીબનાં લોહી પર રચાયલી છે એ વાત વિષમ હતી; છતાંયે સાચી હતી. અમોને-મીલના ભાગીદારોને નફો ઓછો ન મળે એટલા ખાતર અમારી મીલોનાં રાક્ષસી સંચાઓમાં માધુ જેવા માણસોનાં લેવાયલા

ભાગના – સીંચાયલાં લોહીનો બદલો ભરવા પૂરતા ધર્મકર્મ-માંથી પણ હાથ ધોઇ નાંખવા એનો શો અર્થ? અને આવા દાખલા તો પ્રભુ જાણે કેટલાય હશે!

કેટલીયે કલ્પનાઓ હવે મારાં મનમાં ઘડાવા લાગી. મારાં જીવનપર જેમજેમ નવા વાયુ વા'વા લાગ્યા તેમ તેમ મારાં લક્ષ્યબિંદુઓ ફરતાં ગયાં. મારામાં ભારે પરિવર્તન થઇ રહ્યું હતું. અને મારી આસપાસ પણ મને લાગે છે કે એવીજ સૃષ્ટિ રચાઇ રહી હતી. મારા પિતાશ્રીપર પણ સર્વદમનની અસર તેમની પ્રત્યેક વાતોમાં હું જોઇ શકતી. અને અમારા ગુરૂદેવે તો સર્વદમનને સાથે રાખી જગતપરનું જીવતું નર્ક – આ દુનિયાના ગરીબોના હાલહવાલ નજરે નિરખ્યા! મેં એમને છેલ્લા જોયા હતા ત્યારે એમનાં જીવનમાં અગાઉના કરતાં કોઇ જુદીજ જ્યોત ઝળહળી રહી હતી. ગરીબોને માટે એમનું અંતર સળગી ઉઠ્યું હતું. પોતે જોયેલાં જીવતાં નર્કની વાત કરતાં એમની આંખમાં ઝળઝળિયાં ઉભરાતાં.

અમારી શાંત જીવનસૃષ્ટિમાં સર્વદમને અશાંતિના અંગાર ચેતાવ્યા.

મને થયું: “એમનાં મિલન પૂર્વે અમે કેટલા સુખી હતા!” પણ બીજીજ પળે મને સમજાઇ ગયું કે આમ માની હું સત્યદ્રોહ કરી રહી હતી. અને મારી સામેનાં વાતાવરણમાં સર્વદમનની સૌમ્ય મૂર્ત્તિ ખડી થઇ. અહા! કેવું સ્વરૂપ! જાણે બાળકની નિર્દોષતા, પ્રખર સત્યની તેજસ્વિતા, પ્રભુની પ્રતિમા!

મારાં હૃદયે તો એમને 'દેવ' તરીકે કબુલી લીધા હતા; પણ એ મારો સ્વીકાર કરશે કે નહિ એની મને શી ખબર? ગમે તેમ; પણ મારાપર તો પ્રીતિનાં પ્રથમ પૂર સર્વ નિશાનો સાથે આવી ચઢયાં હતાં અને આ વિચાર સ્વપ્નોમાંજ મેં તે રાત્રિ ગાળી: "મારા સર્વદમનને 'મ્હારા' કહી હું ક્યારે બોલાવીશ? ક્યારે – કઇ ધન્ય ઘડિયે હું મારા હૃદયનાથની પતિભાવે પ્રત્યક્ષ પૂજા કરી જીવન સાફલ્યનાં અણમૂલા લ્હાવા લઇ લઇશ?"

બીજે દિવસે સ્હવારે હું અનંતપ્રસાદને મળવા ગઇ. મારા પિતાને તે સારી પેઠે પિછાનતા હતા. તેમની કને મેં માધુનું નામ ઉચ્ચાર્યું અને તેમના ચહેરાપર વિચિત્ર ભાવો રમી રહ્યા. તુરતજ મને સર્વદમનની વાત સાચી લાગી કે અનંતપ્રસાદ પણ આખરે તો સંચાના ગુલામજ રહ્યાને! મેં માધુની વાત કરી એટલે તેમણે કહ્યું: "માધુના મુકરદમાની તમારે શી પંચાત?"

"પણ સાહેબ! માધુને બિચારાને કાંઇક પણ બદલો તો મળવો જોઇએને?"

"ખરેખર, મારી અંગત માન્યતા એવી ખરી. પણ કાયદા સામે શું થાય?"

"ત્યારે કાયદો સત્યની વિરૂદ્ધ પણ ચુકાદો આપી શકે છે શું?"

"કોણ જાણે!"

"ત્યારે આનો ખુલાસો કાંઇયે નથી?"

"કદાચ ન પણ હોય!"

• • • • •

તેજ દિવસે બપોરે માધુના મુકરદમાની સઘળી વિગત મેં વર્તમાનપત્રો માટે તૈયાર કરી. બીજે દિવસે તે મેં બધાંય પત્રોપર મોકલી આપી. મારી આ વિગતોનું પ્રજાનાં 'કહેવાતાં' પત્રોએ શું કર્યું એની મને આજ સુધી ખબર નથી! પણ મારાં આ સાહસમાં આપણાં વર્તમાન-પત્રોના પડદા પાછળની થોડીક બાજી હું જોઇ શકી એ અહીં કહી નાંખું. વર્તમાનપત્રોપર મેં મોકલેલી વિગતો બે ત્રણ દિવસ સુધી ન છપાઇ એટલે મેં એક સારાં ગણાતાં પત્રના ઉપતંત્રીને મને મળી જવાની વિનંતિ કરી. મારા પિતાનું નામ પ્રખ્યાત એટલે એમણે અમારે ત્યાં આવી મને મળી જવાની આનાકાની ન કરી. એ મને મળ્યા પછી મેં તેમને માધુના મુકરદમાની વાત સમજાવી અને મેં મોકલેલા વર્તમાનપત્રોપરના પત્રનીયે વાત કહી બતાવી. મેં તેમને પત્રકારોની ફરજ માટે પણ બે શબ્દો કહ્યા અને આ બધી વાત તંત્રીને કહેવા સૂચના કરી. મેં મારૂં કથન પુરૂં કર્યું એટલે એમણે આરંભ્યું:

"તરલિકા! તમારી સર્વ વાતો સાચી છે; અને અમે પણ એ બધું નથી સમજતા એમ નથી. પણ 'વાત' જુદી છે; અને 'વ્યવહાર' નિરાળો છે. જુઓ, પહેલી વાત તો એ છે કે આપણું એક પણ વર્તમાનપત્ર ખરેખરૂં પ્રજાકીય નથી. પ્રત્યેક પત્રના પાયા નીચે તેના માલેક અથવા માલેકી ધરાવતાં મંડળનો સ્વાર્થ ભર્યો પડયો છે. પોતાના અથવા પોતાના વર્ગની કોઇપણ વ્યક્તિના પગપર કુહાડો મારવા આ પત્રો

તૈયાર કેમ હોય? માધુના મુકરદમાની વાત અમારાથી પત્રમાં થઇ છે એથી અન્યથા કેમ થાય? આપણા લગભગ દરેક પત્રના માલેકો અથવા વ્યવસ્થાપકો માધુવાળી મીલમાં ભાગીદારો છે અને મીલના આડતિયાઓ મુખ્ય વ્યવસ્થાપકોના અંગત મિત્રો છે. આ વાત અમે પત્રના તંત્રીઓ જાણી રહ્યા છીએ. અમારૂં દિલ કદાચ ધગી ઉઠે; પણ અમે આખરેય નોકર રહ્યા! પત્રની નીતિ એટલે માલેકની અથવા મંડળની નીતિ; અને તંત્રીઓએ તો એ નીતિને વળગ્યાજ રહેવું. આ તેનાં કામ માટે તેને પગાર. અને અમારા પત્રોની નીતિ એટલે અમારા માલેકોના ભિન્ન ભિન્ન સ્વાર્થોનાં સંમિશ્રણ વડે રચાયલી એક સ્વાર્થમત્તા. આવાં પત્રો પાસેથી તમે માધુ માટે ન્યાય માગી રહ્યા છો! મૂડીવાદનાં બંધનો આપણા વર્તમાનપત્રોનાં શરીરે પણ જડાયાંજ છે! તરલિકા! આ વર્તમાનપત્રોની વાતો કરતાં તો એક ઇતિહાસ થાય એમ છે પણ મને હવે વખત થાય છે."

• • • • •

પ્રભુની સૃષ્ટિમાં ઉભરાઇ રહેલાં નગ્ન સત્યો તરફ મારી આંખો હવે ઉઘડવા લાગી. મૂડીવાદનાં કરપીણ કાવતરાંનો ગરીબ માધુ ભોગ થયો! અને સંચાના ગુલામો આમ કેટકેટલા માધુઓનો ભોગ લઇ રહ્યા હશે એ પુરેપુરૂં કોણ જાણે છે?

---

# પ્રકરણ ૫ મું

## "વાસંતી મંડળ" માં

સર્વદમન હવે મારે ત્યાં અવારનવાર આવતા જતા. પહેલી વેળા મેં એમને જોયા ત્યારે મારાં મનપર એમને માટે કાંઇ જુદીજ છાપ પડી; પણ પછીથી તો દિનપ્રતિદિન હું તેમના તરફ તણાવાજ લાગી. એમણે જ્યારે મર્દાવાદપર એમનાં વિષમ વાગ્બાણો છોડયાં ત્યારે એમનાં તરફ વળી રહેલા ઉરના ઉમળકા ઘડીભર અટકતા જણાયા; પણ હવે તો એમનાં કથનની સર્વાંશે સિદ્ધ થઇ ચુકેલી સત્યતા સર્વદમનનાં હૈયાંમાં સંતાવા મને હડસેલી રહી. અને મારી નજર સામેની સમાજપર પથરાઇ રહેલા અંધારપડદા સર્વદમન સિવાય કોણ ચીરત ? મારી આંખનાં પડળો કોણ ઉઘાડત ?

શાળા, પાઠશાળા અને સમાજમાં હું હદ ઉપરાંતની સ્વતંત્રતામાં ઉછરી હતી અને આવી સ્વતંત્રતાનું નામ સ્વચ્છંદતા એ તો હું હવેજ સમજી શકી. મારાં આવાં જીવનમાં ઘણુંય પ્રેમપાત્રોને મારો પ્રેમરસ પોતામાં ઝીલવા ભગીરથ યત્નો કરતાં મેં અનુભવ્યાં હતાં પણ મ્હારી આસપાસની મગરૂરીનાં મહાબંધનો એ બિચારાંઓ ઢીલાં કરી શકયાં નહિ – કહો કે મેં થવા દીધાં નહિ. પણ સર્વદમને તો મારી મગરૂરીને બાળી મૂકી !......અને એકદા અમે પરસ્પર ભેટયાં; મીઠાં ચુંબનોના અણમૂલા લ્હાવા લીધા દીધા.........

હવે પ્રતિદિન દુનિયાની નજરે પણ સર્વદમનની થઇ જવા માંટે હું અધીરી થઇ. સર્વદમનને પરણી બેસવાના વિચારે મારૂં મગજ ભમાવી મૂક્યું. અહીં મને અમારૂં "વાસંતી મંડળ" યાદ આવે છે. આ મંડળનું મૂળ નામ તો કાંઇ જુદુંજ હતું. પરંતુ જયદેવ શેઠની પુત્રિ વાસંતીદેવીયે શરૂ કરેલાં આ મંડળને પ્રજા – અને પાછી અમે પણ 'વાસંતી મંડળ'ને નામે ઓળખવા લાગ્યા. જયદેવ શેઠ પાસે અઢળક દોલત. પોતાની એકની એક પુત્રીને તેમણે ઉંચી કેળવણી આપવા ખાતર બન્યું તેટલું કરેલું. વાસંતીદેવીનાં માતા તેમને અગિયાર વર્ષનાં આંગણાંમાં મૂકી સ્વર્ગે સીધાવેલાં. વાસંતીને ઉછેરતાં ઉછેરતાં એકવીસ વર્ષનાં કરી જયદેવ શેઠ પણ દેવના દરબારે દાખલ થયા. વાસંતીદેવી આ સમયે હજુ અભ્યાસ કરી રહ્યાં હતાં. પિતાના સ્વર્ગવાસ પછી મામા તેમને માટે મરી પડવા લાગ્યા. સાચેજ, પૈસાદારની પુત્રી માટે કોણ બેદરકાર રહી શકે ? દિવસો વીતતા ચાલ્યા. વાસંતીદેવીનો અભ્યાસ પૂર્ણ થયો. મામાએ પરણાવવાની મહેનત કરી જોઇ પણ વાસંતીની મગરૂબી કોઇને પણ પતિ તરીકે પસંદ કરી ન શકી. ઉમ્મર વધતી ચાલી અને વાસંતીદેવી કુંવારાંજ રહ્યાં. જગતની સેવાના સન્માર્ગો શોધવાના મહાપવિત્ર હેતુપૂર્વક તેમણે આ મંડળ સ્થાપ્યું. આ મંડળ પ્રસિદ્ધિ તો સારી પામેલું. લક્ષાધિપતિ સિવાયનાએ એના સભ્ય થવાની ઇચ્છા માત્ર પણ મૂકી દેવી જોઇએ ! મંડળનું સ્થાન વાસંતીદેવીનો બંગલો – જયદેવ શેઠનું 'જય-મંદિર' પ્રત્યેક રવિવારે "વાસંતી મંડળ"ના સભ્યો "જય-મંદિર"માં

મળતા. દરેક અઠવાડિયે જુદા જુદા ભાષણકર્ત્તાઓ આવતા. ભાષણના અહેવાલો બીજે સવારે વર્તમાનપત્રોમાં છપાતા. ચર્ચાઓ ચાલતી, દરખાસ્તો આવતી, સુધારાઓ સુચવાતા. મંડળનો મહાન ઉદ્દેશ કેટલો સધાતો એ તો પ્રભુ જાણે; પણ વાસંતીદેવી મંડળની મસ્તીમાં મસ્ત રહેતાં એ તો મને ખબર છે. આજથી વીસ વર્ષો પૂર્વે સર્વદમને મને લખેલો પત્ર પ્રત્યેક રાત્રિયે મારી આંખો સામે ઉઘાડી હું મારા સર્વદ પાછળ આંસુ સારૂં છું. આજ સૂધી મારી એકલીનીજ મત્તા – મારા સર્વદમનનું પવિત્ર સ્મરણ આજે હું અહીં ઉતારી દુનિયા આગળ ઉકેલું છું;

"પ્રિય તરલિકા – તમારા પિતાશ્રી "વાસંતી મંડળ"ના સભ્ય છે. આવતા રવિવારે તમે તેમની સાથે મંડળની સભામાં આવી શકો છો. મારૂં વચન માની લેજો કે તમે ત્યાં તે દિવસે નવી વાતો જાણી શકશો. તમારાં જીવનમાં તે દિવસે તમે એક લ્હાવોજ લઇ શકશો. આ કથન તમને વધારે પડતું લાગશે. ભલે લાગે. જે મૂડીવાદ પ્રત્યે તમને અણગમો પેદા થયો છે તે મૂડીવાદને પછાડવાના પ્રયત્નો મારે ત્યાં કરવાના છે. મૂડીવાદીઓને તેમનું ભાવિ સુણાવવું છે.

"વાસંતીદેવી તો બિચારાં મને ઠેકાણે લાવવા ઇચ્છે છે તેમણે મને એટલાજ ખાતર નોતર્યો છે. ગઇ સાંજે મશ્કરીમાં તેમનો ઇરાદો તે મને જણાવી ચુકયાં છે. આવજો, તરલિકા! જરૂર આવજો. – તમારો, સર્વદમન."

હું રવિવારની રાહ જોવા લાગી. બે દિવસ વીતતાં શી વાર? 'જય-મંદિર'માં રવિવારે સવારે બેસો જેટલા સભ્યો–

મુંબઇના મ્હડીવાદીઓ હાજર થયા. કરોડો પ્રકારના કાવાદાવાથી જગતને જકડી રાખનારા આ દુનિયાના દુશ્મનોને જગતની સેવાના સન્માર્ગો શોધવાના હેતુપૂર્વક 'જય-મંદિર'માં મળેલા જોઇ મને મનમાં ને મનમાં હસવું આવ્યું. બીજીજ ક્ષણે વિચાર થયો: "આ લોકો ધારે તો જગતનું કેટલું કલ્યાણ એમના હાથે થઇ શકે?" પણ એમને કોણ સમજાવે ?

વિચારનિંદ્રામાં હું હજૂ ઘેરાઇ રહી હતી એટલામાં સર્વ-દમન સાથે વાસંતીદેવી આવી પહોંચ્યાં. સર્વદમને એ સમયે શ્વેત વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. એમનાં મુખની કાંતિ પરિપૂર્ણ પ્રકાશી રહી હતી. સર્વનાં નયનો એમના પ્રત્યે આકર્ષાયાં.

થોડીકવારમાં સભાનું કામકાજ શરૂ થયું. સભાના પ્રમુખ અમારા પેલા પ્રખ્યાત, ધનવાન ધારાશાસ્ત્રી ધનપ્રસાદ હતા. આ બાહોશ ધારાશાસ્ત્રી પોતાના ધારાધોરણાનુસાર તેમના અસીલોને ધૂતવામાં કદિયે પાછા ન પડતા. તેમની ઓછામાં ઓછી ફી ચાળીશ સોનામહોર હતી. કડકમાં કડક કલમો અને ભારેમાં ભારે કાયદાઓ પણ એમની વાણીના તાપે ગમે તેમ વળી શકતા. સર્વદમનને 'મજૂરોના મિત્ર' તરીકે ઓળખાવતાં અને આવકાર આપતાં આ ચાલાક ધારાશાસ્ત્રીયે પોતાની પરિભાષાનો એક સુંદર પ્રયોગ કરી બતાવ્યો ! સર્વદમને એમની વાણીનો સહાસ્ય સત્કાર કર્યો.

ધનપ્રસાદે પૂરૂં કર્યું એટલે સર્વદમને શરૂ કર્યું. એમની વાણીમાં મીઠાશ હતી, ઝમક હતી, દલીલ હતી, ગૌરવ હતું, હૃદયની લાગણી હતી. એમણે કહ્યું એનો સારાંશ મારા શબ્દોમાં આ રહ્યો;

"એક કંગાલ કામદારને ત્યાં—મજૂરને ત્યાં – જન્મનાર હું આજે તમારી સમક્ષ ઉભો થઇ શકયો છું એ મારૂં કદાચ મહા સદ્‌ભાગ્ય હશે. મારાં બચપણના દિવસો યાદ કરતાં મારે ઉરે કેટલીયે ઉમિંયો ઉછળી રહે છે. તે દિવસે તમને – ધનવાનોને હું દેવ સમા દેખતો. તમારાં અંતરમાં હું દયાના દરિયા કલ્પી લેતો. તમારાં જીવનમાં હું નિઃસ્સીમ નિઃસ્વાર્થતા ભરી લેખતો. તમને હું હજારોના 'પાલનહાર' માનતો. દુનિયાની પ્રત્યેક દિશાની ઉત્તમતા અને મહત્તાના ભંડારો હું તમારામાંજ ભર્યા પડયા કલ્પી લેતો. વિધિયે સરજેલું હશે તે આ દશામાંથી હું આગળ વધ્યો......વધુ આગળ વધ્યો. તમને – મૂડીવાદીઓને જોયા, સમાજવાદીઓને જોયા, ધર્માત્માઓને જોયા. મારા મનની કેટલીક જૂની વાતો જગતના અનુભવ પછી મારે ભૂલવી પડી; કેટલીક સુધારવી પડી; ઘણી નવી શીખવી પડી. વ્યક્તિ તેમજ વર્ગ તથા પ્રજાને માટે પોતાના ઉદ્ધારની વાત અતિ અગત્યની છે. તમારાં ધનબળમાં અંજાઇ એકદા હું અમારા ઉધ્ધાર અર્થે તમારા તરફ મીટ માંડી રહ્યો હતો. સમય જતાં તો મને તમેજ પડેલા લાગ્યા. અને પડેલો પડેલાને શું ચઢાવવાનો હતો? તમારા મૂડીવાદની મસ્તી તો ક્ષણે ક્ષણે વધતી ચાલી અને ગરીબોની લૂંટ એ તમારાં જીવનનો મહામંત્ર થઇ રહ્યો. પણ પ્રભુની મરજી તો મહાનજ હોય છે. તમારા બોજા હેઠળ કચરાઇ રહેલી જનતાના કાને સમાજવાદના સૂરો અથડાયા. અમને ચેતન મળ્યું. નવજીવન સાંપડયું......... તમારી સામે માથું ઉચકનારને તમે આજે 'ક્રાંતિકાર' કહી

રહ્યા છો. જાણે કે એવા થવું એ એક પાપ હોયને! ક્રાંતિકારમાં અડગ ઇચ્છા શક્તિ, અમોઘ મનોબળ, નિઃસ્વાર્થતા, ત્યાગ અને સંયમ જોઇએ છે એ કદાચ તમને ખબર નહિ હોય. એ અતિ પવિત્ર હોય; કર્તવ્યતત્પર હોય. આવો એકજ ક્રાંતિકાર કેવળ આપબળેજ હજારો મૂડીવાદીઓની માયાજાળો ક્ષણ માત્રમાં હતી નહતી કરી નાંખી જગતનું અમાપ હિત સાધી લેશે એ પ્રભુનું નિર્માણ જણાય છે..............પ્રભુનાં ધનવાન બાળકો! અમે તમારામાંથી કોનો વિશ્વાસ કરીયે? કોને નિ:સ્વાર્થી લેખીયે? કોને સ્વદેશસેવક ગણીયે? કોને ચરણે જઇએ?

અરે, તમારાંમાના કેટલાય અમીરોને પોતાની અમીરીના વિશાળ પડદા પાછળ ગરીબ, દીન, દુઃખી વિધવાઓનાં અને અનાથ બાળકોનાં ધનના ઢગલાને ઢગલા હજમ કરી જતાં–આખાં કોળાં ગળી જતાં મારી નરી આંખે મેં નિરખ્યા છે. સરકાર દરબારે ભારે લાગવગ ધરાવનારા તમારામાંનાં ઘણાંયને લાંચ રૂશ્વત લેતાં દેતાં–કંઇક કાવાદાવા કરતાં કરાવતાં આ નયનોએ નિહાળ્યા છે. ધર્મના મહારથીઓ તરીકે ખપતાં, પ્રભુનાં નામની મોટી મોટી વાતો કરતાં, તત્વજ્ઞાનના તડાકા ડોળતા બહુ બહુ બડેખાંઓને ગરીબોનાં ગળાં રહેંસતાં મેં જોયાં છે. દેવ દરબારે પાંચ પચ્ચીશ હજારની ભેટો ધરી સફેદ આરસામાં કાળા અક્ષરો કોતરાવી 'અમર' નામ કરી મૂકનાર કેટલાય કહેવાતા દાનેશ્વરીઓને ન્યાયની અદાલતોમાં પોતાનાં દાન કરતાં અરધી રકમો માટે પણ જૂઠાં સોગંદ લેતાં મેં સાંભળ્યાં છે. આવું

આવું હું તમને કેટલું કહું ! કહેવાતા મોટાઓની અધમ, સ્વાર્થ-મય અને સડેલી જીંદગી નિરખી કેટલીક વાર તો મારાં અંતરમાં 'મોટાઇ' પર શ્રાપ વરસાવી મૂકવાના વિચારો થઇ આવે છે. ........ સાચેજ, આ સ્થિતિમાં તમારાથી દુનિયાનું ભલું થવાની, ગરીબોનો ઉદ્ધાર થવાની વાતો આકાશકુસુમવત્ છે.

"તમે તમારાં અર્થશાસ્ત્રમાંજ મચ્યા છો ! દુનિયાને તમે તમારાં અર્થશાસ્ત્રથી હવે વધુ વખત ઠગવાનો વિચાર માંડી વાળજો. તમે કહો છો કે આજના જમાનામાં તમારી તજેનો એકજ માણસ અનેકની જરૂરિયાતો પૂરી પાડી રહ્યો છે. વારૂ. તમારાં કથન મુજબજ આજના સુધરેલા જમાનામાં અગાઉના બિચારાં 'જંગલી' કરતાં ઉત્પાદક શક્તિ સેંકડો ગણી વધારે છે તો 'જંગલી' ના સમયના સુખી ભારતના કરોડો સંતાનો ને આજના 'સુધરેલા' સમયમાં ખાવાનાં, પીવાનાં, પહેરવાનાં, ઓઢવાનાં અને રહેવાનાં, સાંસાં કેમ પડી રહ્યા છે ? ખરેખર, મૂડીવાદે આપણા સમાજને અવ્યવસ્થિત કર્યો છે. આને માટે આજે તમને કદાચ નહિ લાગતું હોય, પણ આવતી કાલની દુનિય'ની દ્રષ્ટિયે તમે ગુન્હેગાર ગણાવાના છો એ વાત તમે નોંધી લેજો.

"આજના આગળ વધેલા કહેવાતા યુગમાં મૂડીવાદીઓએ ઉભા કરેલા ગુંચવાડાનો પાર નથી. છતી આંખે તમે આંધળા થઇ રહ્યા છો; તમારા લોભનો છેડો નથી. પણ અમને ચિંતા નથી. તમારા કહેવાતા સુધારાની સડેલા મૂડીવાદની ઇમારત હવે સડી જવા આવી છે."

" તમારાં કારખાનાંઓમાં અમારાં કુમળાં બાળકો પાસેથીયે મજૂરી લેતાં તમને શરમ નથી આવી. અમારી ધારાસભાઓમાંયે 'બાળકોની મજૂરી વિના સારો નફો અશકય છે' કહી બાળકોની મજૂરી મંજૂર કરાવતાંયે તમારી નીતિએ પાછું વળી નથી જોયું...

" આવી પરિસ્થિતિમાં તમારાથી ચગદાઇ રહેલાઓયે પોતાનો ઉદ્ધાર પોતાના હાથમાં લેવો જોઇએ. અને એ વસ્તુસ્થિતિ જાણ્યે અજાણ્યે ;પણ આજના જગતમાં રચાઇ રહી છે. અને એકાદ સુંદર સવારે સમાજવાદની સન્તાનો આ પડકાર સાંભળી તમે તમારી સુખ શય્યામાંથી ચમકી ઉઠો તો નવાઇ નહિ: " ઉઠો, જગતના મૂડીવાદીઓ! તમારો યુગ આજે ખતમ થાય છે. તમારી સામે ઉગી રહેલો આ સૂર્ય સમાજવાદની સન્તાનો છે. તમારી નીચે અમે આજ સુધી ચગદાયા. અમારો અંતરાત્મા હવે વધુ વખત આ અપમાન સહન કરવાની અમને ના પાડે છે. તમે સમજી જશો તો આપણે ભાઇ થઇ રહીશું. નહિ સમજો તો તમારી ખાતર અમે હવે વધુ સમય લાચારી ભોગવવા તૈયાર નથી. ........ "

સર્વદમને પૂરૂં કર્યું. મેં બરાબર જોયું તો કેટલાકના ચ્હેરાઓપર હતાશ હતી, કેટલાકપર બેપરવાઇ હતી, કયાંક ગુસ્સો હતો, કયાંક આછી શરમ હતી. સર્વદમને પોતાનું સ્થાન લીધું એટલે પ્રમુખ મહાશય ઉઠયા. તેમણે કહ્યું:

" જૂઠાણું, હળાહળ જૂઠાણું. આટલાં નાનાં સરખા ભાષણમાં આવાં જૂઠાણાંઓ મારાં જીવનમાં મેં કદિયે નથી સાંભળ્યાં. અને મજૂરોના મિત્ર થવાનો ડોળ ધારવનાર–

એ બળપર અકકડ રહેનાર સર્વદમન ! મને તમને કહી નાંખવા દો કે અમે તમારી પાસેથી આજે નવું કાંઇયે નથી સાંભળ્યું. કદાચ તમારા જન્મ પહેલાંયે આ વાતો હું શીખી ચુકયો હોઇશ ! અરે, જોયો તમારો સમાજવાદ ! આખરે તો તમારે આટલે સૂધી આગળ વધેલી દુનિયાને 'કૃષિકાર'જ બનાવવી છે ને ? ઘણાનાં હૈકાંજ તેની પાસે ફેરાવવાં છે ને ? સાચેજ અલ્પજ્ઞાન એ પણ એક પાપજ છે અને તેનું પ્રદર્શન આજે તમે સર્વાંશે કરી શકયા છો ..........."

ગમે તેમ પણ આ સમયે સભામાં કાંઇ ગડબડ મચી. કેટલાક સર્વદમનની સાથે જણાયા, કોઇક પ્રમુખને વધાવી લેવા લાગ્યા.

સર્વદમન તત્કાળ ઉઠયા અને શરૂ કર્યું :

"અરે આ તમારી શી વિચિત્રતા ? તમારી–સુધરેલા કહેવાતા લોકોની વ્યવસ્થા એકાએક કયાં ન્હાસી ગઇ ? તમારો સંયમ કયાં ગયો ?"

સઘળા ચુપ થયા. સર્વદમને આગળ ચલાવ્યું :

"પ્રમુખશ્રી ! આપ તો 'ન્હારા' અલ્પજ્ઞાન પર મદાર બાંધી બેઠા ! જ્ઞાનઅજ્ઞાનનો-મારીતમારી માનસિક શકિત–ઓનો સવાલ અહીં ઓછોજ છે ? મારા જન્મ પહેલાં આપ અમુક વાતો 'શીખી' ચુકયા તેમાં શું થયું ? આપનાં 'શિક્ષણ' ને 'અમલ'માં ઉતારવા આપે શું કર્યું ? આપનો દોર મારા પર નહિ ચાલે. રોટલીના ટૂકડા માટે આપની પાસે યાચના કરનાર 'મજૂર' મને ન લેખતા. 'કૃષિકાર' થતાં તમને

શરમ લાગે છે–હીણપત જણાય છે; પણ પ્રમુખશ્રી! નોંધી લેજો–યાદ રાખજો કે કૃષિકારોના–મજૂરોના–સમાજવાદીઓના યુગનાં મંગળાચરણો મંડાઇ ચુક્યાં છે. ”

સર્વદમનને આ સ્થળે અટકાવી પ્રમુખ વચમાં બોલ્યાઃ

“ સર્વદમન! મને લાગે છે કે તમે હદ ઓળંગો છો. તમારા તરફનું અપમાન વધુ વખત સહન કરવા હું તૈયાર નથી. સારૂં છે કે આ અમારી અમારાં મંડળની ખાનગી સભાજ છે. આ સભા જો જાહેર હોત તો..........”

આ સમયે વળી પાછાં અવ્યવસ્થા અને ગડબડ ફેલાયાં. પ્રમુખે ગડબડ અટકાવવા ઘણુંાય ફાંફાં માર્યાં. પણ એ વ્યર્થ જતાં જણાયાં. એટલામાં અમારા તરૂણ મીલમાલક માધવદાસ શેઠ ઉઠયા. તેમની ઉમ્મર ત્રીશ બત્રીશ વર્ષની તો માંડ હશે. અમારાં મંડળમાં સૌથી વધારે ધનવાન એ લેખાતા. એમને ઉપસ્થિત થયલા જોઇ ‘વાસંતી મંડળ’ના સભ્યો જરા શાંત થયા. તેમણે ચલાવ્યું:

“ સર્વદમનનું કહેવું આપણે સાંભળી લીધું. સત્ય વાર્તા કહી નાંખ્યા સિવાય, મને લાગે છે કે, આપણો છૂટકો નથી. આપણે માની રહ્યા છીએ કે સર્વદમન સમાજવાદ ફેલાવી રહ્યા છે. આપણી ગુફામાંજ એમનો તેજોવધ કરવાની આપણે પેરવી રચી. મને લાગે છે કે એ ઘડાઇ ચુકેલા સમાજવાદી છે. આપણા યત્નો એટલા ખાતર મિથ્યા છે. જુઓ સ્પષ્ટ વાતે આપણે ગભરાવાનું કારણ નથી. સર્વદમને આપણી વર્ણવેલી સ્થિતિ, મને લાગે છે કે સાવ સાચી છે. આપણે ક્યાં જઇ

રહ્યા છીએ, શું કરી રહ્યા છીએ એ આપણું અંતરથી ક્યાં અજાણ્યું છે? વારૂ. પણ પેલો (સર્વદમન સામે આંગળી ચીંધીને) સમાજવાદનો વરૂ આપણને ઘુરકાવી રહ્યો છે।, ખરેખર, આપણી–આપણા સમાજની વર્તમાન દશા ચિંતાજનક છે. આપણે ચેતી જવું રહ્યું છે. આપણે–મૂડીવાદીઓયે આ જગતમાં ભારે ગુંચવાડો ઉભો કર્યો છે એમાં તો ના કેમજ કહેવાય અને સમાજવાદ આપણી સામે ઉગી રહ્યો છે એમાંય ના નથી. પણ ફિકર નથી. આપણે આપણી સ્થિતિ સુધારી લઇશું... પણ વધુ વાત કરવાનો અત્યારે વખત નથી. તમારી વતી હું સર્વદમનને જવાબ આપી આજનાં નાટકપર પડદો પાડવા ઇચ્છું છું!

"જુઓ સર્વદમન! અમારો જવાબ આ છેઃ 'તમારી વાતો અમે સમજીએ છીયે. પણ, તમારે માટે–તમારા સમાજને માટે અમે ભિખારી થવા નથી ઇચ્છતા. પ્રભુએ અમને આપ્યું છે અને આપી રહ્યો છે–અમે લીધું છે અને લઇ રહ્યા છીયે. ભવિષ્યમાંયે લઇશું એ નિર્વિવાદ છે. તમારો સમાજવાદ અમને–અમારા મૂડીવાદને સ્પર્શે ત્યારે અમારી સત્તાના એકજ સપાટે તેને કચડી નાંખવાની અમારી તાકાત છે. તમારાં તોફાનમસ્તીનો–હડતાલહુલ્લડોનો જવાબ અમારા દારૂગોળા આપશે. અમારી પાસે પૈસા છે. પૈસો એ સત્તા છે અને સત્તાવાન જગતપર સામ્રાજ્ય ચલાવીજ રહેશે એ સ્મરણું રાખજો. સત્તા સમક્ષ તમે, તમારૂં જનબળ, તમારો સમાજ-વાદ–અરે તમારો પ્રભુ સુદ્ધાંયે ઘડીભર થંભી જશે એ નિશ્ચય

માનજો. ભૂલા પડેલા ભાઇ! સત્તા આગળ કોનાં ચાલ્યાં છે કે તમારાં શાણપણ ચાલી શકશે? બસ, હવે આ વિષયપર વધુ શબ્દો અને સમય ગુમાવવા અમે નથી ઇચ્છતા."

માધવદાસ શેઠના કોમળ પ્રસ્તાવે સ્હેજ પ્રફુલ્લિત થયલા સર્વદમનના ચ્હેરાપર તેમની કડક પૂર્ણાહુતિ પછી કંઇક ખિન્નતા છવાઇ. તેમણે કહ્યું:

"હું પણ તમારો સમય લેવા નથી ઇચ્છતો. મારી વાતનો તમે એકજ જવાબ વાળી શકયા છો—અને તે તમારી 'સત્તા.' અમારે તમારી આ 'સત્તા'નો જવાબ 'સત્તા'થીજ વાળવો રહ્યો છે. અમે અમારૂં સંઘબળ એકઠું કરીશું, વ્યવસ્થિત કરીશું અને પછી તમારી સામે અમારી સત્તાનો—અમારાં અતૂટ ઐકયનો ઝુંડો ફરકાવીશું ત્યારે અમારા સમાજવાદની સત્તા આગળ તમારી મૂડીવાદી સત્તા કયાં સુધી ટકે છે એ જગત જોઇ લેશે... ગૃહસ્થો તમારી સત્તાની ધાર સજાવી રાખજો. સમય ચાલ્યો આવે છે.—એ......આવે!"

---

# પ્રકરણ ૬ ઠ્ઠું

—:o:—

## પ્રતિબિંબો

બરોબર આજ સમયે આવતા સમયની આગાહી સંભળાઇ ચુકી હતી. સાન હતી તે સમજી ચુકયા હતા કે સમાજવાદના પડઘા પડી રહ્યા હતા.

સર્વદમન અને બીજા "મજુરોના મિત્રો" અમારે ત્યાં આવી રહ્યા હતા તેથી મારા પિતા અમારા વર્ગમાં જરા અળખામણા થઇ પડયા હતા. સર્વદમન અને બીજા સમાજવાદીઓને પોતાને ઘેર આવવા દઇ મારા પિતા પોતાના વર્ગમાંથી પોતાની આબરૂ ગુમાવી રહ્યા હતા એવી ચેતવણી સર્વદમને મારા પિતાને આપી એમનું અંતર પિછાનવા પ્રયાસ કર્યો; પણ મારા પિતાશ્રીયે તો એમની વાત હસી કાઢી.

અને હું તો સર્વદમનની વાતોમાં દિનપ્રતિદિન ઉંડીને ઉંડી ઉતરતીજ જતી હતી. સર્વદમને સમાજવાદનાં સાહિત્ય ભંડારો મારી આગળ ઉઘાડી મુકયા હતા. એ વાંચનમાં મારો રસ વધતો ગયો. અભ્યાસ વધ્યો અને મનન પણ વધ્યું

મારી આ મનોદશા અમારા વર્ગના જાણુવામાં આવી એટલે મારી "વાતો" થવા લાગી. મોધવદાસ શેઠના પત્નિ જયાબ્હેને 'તરલિકાનું મગજ ચસકી ગયું છે' એવી વાતોને વેગ આપ્યો. મોધુના હાથવાળી ઘટનામાં મેં તપાસ કરી

ત્યારથીજ મારી સામેનો આ અગ્નિ ચેતી ચુકયો હતો ! પણ મને દરકાર ઓછીજ હતી. મારી અને મારા પિતા સામેની અમારા સમાજની લાગણી શાં પરિણામો પ્રકટાવી શકે એની મને જરાય ઝાંખી ન હતી.

શરૂઆતમાં તો મારી પૂંઠે ભરાવાને તત્પર એવી મારી સહચરીઓ ધીમે ધીમે મારાથી અલગ થવા લાગી. પોતાના વર્ગનો અણગમો વ્હોરી લેવાનું સાહસ એમને નહોતું કરવું. અને તેમાંયે કોઇને ખબર પડી કે હું તો સર્વદમન સાથે લગ્નના સંબંધથી પણ સંધાવા ઇચ્છું છું એટલે તો પૂછવુંજ શું ? સર્વદમને તો મને કયારનીયે ચેતવી મૂકી હતી કે આ સર્વનું પરિણામ મારે માટે–મારા પિતાશ્રી માટે ભયંકર થઇ પડશે ! તેમણે મને કહ્યું :

" તમે તમારા વર્ગના દુશ્મનને તમારે ત્યાં આશ્રય આપી રહ્યાં છો. અરે, એટલુંયે શા માટે ?–તમે તો તમારો પ્રેમ પણ આપી રહ્યાં છો.! તમારા વર્ગનો તમે દ્રોહ કરી રહ્યાં છો. આને માટે તમારે સહન કરવું પડશે ! "

આ બધો અગ્નિ હજૂ તો ધુંધવાયા કરતો હતો એવામાં એક દિવસે બપોરે હું, સર્વદમન અને બીજા બે ત્રણ સમાજવાદીએ મારાં દિવાનખાનાંમાં બેઠાં હતાં ત્યાં મારા પિતાશ્રી બ્હારથી આવી ચઢયા અને બોલ્યા :

" કેમ, શું ધારોછો ? આજે તો મને માધવદાસ શેઠ મલ્યા હતા. તેમણે મને ઠપકો આપ્યો ! જુઓ મને ઠપકો આપનાર માધવદાસ ! "

"બરાબર હું ધારતો હતો એજ થયું જણાયછે. તમે 'અમારી' સાથે મિત્રાચારી બાંધી રહ્યા છો ત્યાં બીજું શું થાય?" સર્વદમને ઉત્તર આપ્યો.

"અરે, તમે આ વાત શી રીતે જાણી શક્યા?"

"મેં તો એ વાત ક્યારનીયે કલ્પી લીધી હતી. અને હું તો તમને ચેતવીયે ચુક્યો છું."

"સાચી વાત. પણ મેં આવું નહોતું ધાર્યું."

"કેમ નહોતું ધાર્યું? તમે મૂડીવાદી રહ્યા છતાં-ગણાયા છતાં સમાજવાદીને ઉત્તેજન આપશો અને મૂડીવાદ એ સાંખ્યા કરશે?"

"એ તો સમજ્યા; પણ સાંભળો તો ખરા કે માધવદાસ શેઠ શું કહે છે! તેઓ કહે છે: 'અમે બધા તમારા તરફ માનની નજરથી જોઇ રહ્યા છીએ. તમે એક વિદ્વાન વિજ્ઞાન-શાસ્ત્રી છો. ઉત્તમ, કેળવાયલા સમાજમાં તમારાં સન્માન સચવાય છે. તમે સર્વદમન જેવા ચળવળિયાને ઉત્તેજન આપો એ કેટલું ખરાબ! ગવર્નર સાહેબના ખાનગી મંત્રીયે પણ મને ગઇ કાલે કહ્યું કે આપણી વિદ્યાપીઠના બાહોશ વિજ્ઞાન શાસ્ત્રીને આ શું સૂઝયું છે? ખરેખર, પ્રોફેસર સાહેબ! આ ઠીક નથી થતું. જુઓને, આપણી વિદ્યાપીઠને આ સાલ પૈસાની ખેંચ પડે એમ છે. સરકાર 'ગ્રાંટ' વધારવા નથી ઇચ્છતી. આવા સંજોગોમાં વિદ્યાપીઠને 'અમારી' પાસે આવ્યે છૂટકો છે! અમે તમને મદદ કરીએ; તમે અમારા દુશ્મનો સાથે દોસ્તી બાંધો! આ બાબત તમે જરા વિચારી જોજો."

એમણે મને આમ વાત કરી એટલે મેં તેમને મારાં ખાનગી જીવન માટે ચિંતા ન કરવા કહ્યું. તેમને આથી ગુસ્સો આવ્યો જણાયો અને તેમણે મને કહ્યું; "ઠીક છે. મને એમ લાગે છે કે વિદ્યાપીઠના સત્તાવાળાઓ તમને કદાચ બે ત્રણ વર્ષની રજા પર ઉતરવા વિનંતિ કરશે."

"અરે, પણ તમે રજા પર ઉતરો તો તો બહુજ સારૂં" સર્વદમને ગંભીરતાપૂર્વક કહ્યું.

"જોઉંછું" મારા પિતાયે પ્રત્યુત્તર આપ્યો. થોડીવાર મૌન ફેલાયું અને મારા પિતાયે ફરી કહ્યું:

"અને એમણે મને મારી તરલિકા માટે પણ વાત કરી. તરલિકા પણ તમારા જેવા સાથે હળેમળે એ એમને કેમ પોસાય! સાચેજ, મૂડીવાદીઓ તમારા- અને હવે તો...... મા...... રા...... પણ દુશ્મનો જણાય છે."

સર્વદમન વિચારમાં પડયા. હું મારા પિતા સામે જોઇ રહી. અને સર્વદમન બોલ્યા:

"આચાર્યશ્રી! આ બધા આવતા સમયના પડછાયાઓ છે. વર્ગ અથવા તો પક્ષની આડે આપણે કેટકેટલાં અભેદ કિલ્લાઓ કરી મૂકવા માગીએ છીએ! અને મૂડીવાદને મરણ પથારીએથી આમ તો નહિજ ઉગારી શકાય. તમારી-જગતની ઔદ્યોગિક પ્રથાઓમાં આજે જેમ અણદીઠા ફેરફારો થઇ રહ્યા છે તેમ ધાર્મિક, રાજકીય અને સામાજીક વ્યવસ્થામાંયે થવાના જ- અને થઇ રહ્યાજ છે."

"તમે શું કહેવા ઇચ્છો છો?" પિતાશ્રીયે પૂછ્યું.

"હું કહું છું કે જમાનો પલટાય છે. નવા યુગની વસંત ખીલે છે. આ યુગ દુનિયાને શું દેખાડશે એ તો દેવ જાણે! પણ નવા યુગની પ્રસુતિની વેદના તો આપણે સહીએજ છૂટકો. .........પણ આ વાત તો ઠીક. મને લાગે છે કે તમે રજા ઉપર તો ઉતરીજ જાવ."

"શા માટે! એનો અર્થ તો બાયલાપણું."

"ખાંડાભાર પણ નહિ. તમે હવે વૃદ્ધ થયા છો જગતની સેવા તમે હવે બીજી રીતે કરી શકો છો. ક્યાં સુધી વિદ્યાપીઠની નોકરી કર્યા કરશો? અને હવે તમે આરામના અધિકારી થઈ ચુક્યા છો. અમારાં ભાગ્યમાં તો મૂડીવાદ સુધારવા અથવા સુવાડવાનું લખાઈ ચુક્યું છે. આપન તરલિકા અમારો સાથ કરે. આપ અમને આશિર્વાદ આપો."

"પણ એકાએક રજા ઉપર ઉતરવાની અગત્યતા હું નથી જોતો. સત્તાધિકારીઓ મને શું કરી શકવાના છે હું ઓછોજ એઓને 'પનારે' પડ્યો છું? ઈશ્વરનો ઉપકા છે કે મારી આર્થિક સ્થિતિ સારી છે. આવા સંજોગોમ આર્થિક અવસ્થાના નબળાઓને આ સત્તાનો કચડી નાંખવાના એતો હું સમજી જ બેઠો છું. મારા સંબંધ તો એઓ બહુ કરી શકશે તો મારી નોકરી–મા મારો પગાર બંધ કરી શકશે. તેમાં શું? મારી મૂડી મા નિર્વાહ માટે પૂરતી છે."

"આપની જરા ભુલ થાય છે. તમારા આ વિરોધીઓ જેટલી સહેલાઈથી તમારો પગાર બંધ કરી શકે છે એટલી સહેલાઈથી તમારી મૂડી પણ ધારે તો ખૂંચવી શકે છે."

મારા પિતાશ્રી વિચારમાં પડયા. તેમના ચ્હેરાપર જુદા જુદા ભાવો તરી આવતા મને જણાયા. થોડીવારે તેમણે કહ્યું:

"પણ હું રજા તો નહિજ લઉં. અને હમણાં તો હું વળી મારૂં પેલું કેળવણી વિષેનું પુસ્તક લખી રહ્યો છું. આ પુસ્તક બહાર પડતાં સૂધી તો હું મારી જગ્યાપર રહેવાજ ઇચ્છું છું. જોઉં છું, શું થાય છે."

"સારૂં. ત્યારે તમે આપણા ગુરૂદેવને રસ્તેજ ગમન કરી રહ્યા છો."

"અરે, ગુરૂદેવની વળી શી વાત છે?"

"તમારા જેવીજ છે. તેમને મેં મજૂરોનું જગત પરોબર બતાવી દીધું છે. તેમનું અંતર કકળી ઉઠયું છે. તમારી માલોના રાક્ષસી સંચાઓનાં ચક્કરે ચક્કરે ચગદાઇ રહેલા ગરીબ મજૂરોની કરૂણ કહાણી એઓશ્રીએ બળતાં હૃદયે સાંભળી છે. મુંબઇના મજૂરોના લત્તામાનાં મદ્યપાન અને વ્યભિચાર એઓશ્રીએ નજરે નિહાળ્યા છે. તેમનું કોમળ હૃદય કંપી રહ્યું છે. મજૂરોની આ દશાનો અંત લાવવા તેઓશ્રી તત્પર થયા છે. સદ્‌ગુરૂનું સાચું કર્તવ્ય સાધવા – અવળે માર્ગે ચઢેલી જનતાને સત્ય પંથ દાખવવા તેઓશ્રી હવે અધીરા થયા છે. દેવદરબારે પેઠેલા સડાઓને બાળી મુકવાના તેઓએ શપથ સ્વિકાર્યા છે. આ વસ્તુસ્થિતિ કયાં અટકશે એ ન કહેવાય. મને તો લાગે છે કે તમારો આજનો મૂડીવાદ પોતાના સદ્‌ગુરૂને પણ નહિ સાંખે. રખેને પ્રભુનું સાચું પ્રતિનિધિત્વ સાચવતાં સદ્‌ગુરૂને શૂળીયે ચઢવું પડે!"

"અને તમારો સમાજવાદ સાચવતાં તમારે સહન કરવું પડશે તેનું શું ?" મેં અધીરાઇથી પૂછ્યું. અને પ્રબળ પ્રેમની જવાળાએ મારૂં અંતર જળી રહ્યું.

"સહન કરવું એ તો આ જગતનું એક અમૂલ્ય લ્હાણું છે. તમે આ વાત ક્યાં નથી સમજતા ? પ્રભુનાં સંતાનોને સમાજવાદ શીખવતાં અમે શૂળીયે ચઢશું તે દિવસે અમારાં લોહીયે રંગાયલી અમારી લડત ચિરંજીવી થશે; સમાજવાદનો વિજય થશે ! શ્રદ્ધા છે તો સર્વ છે; અને અમારી શ્રદ્ધા અચળ છે."

"વારૂ, તમારૂં તો સમજ્યાં, પણ ગુરૂદેવને શૂળીયે ચઢવાનો સમય તમારે શા માટે લાવી મૂકવો જોઇએ ? ગુરૂદેવનાં જ્ઞાનચક્ષુઓ ઉઘાડવાની તમારે શી પંચાત !"

"અરે, મારે શી પંચાત ? કેમ નહિ ? આ દુનિયામાં મારી આસપાસ કરોડોને હું કકળતા જોઇ રહ્યો છું ત્યાં ગુરૂદેવ જેવાના એશઆરામો મારાથી શી રીતે સંખાય ?"

"વારૂ, ત્યારે પિતાશ્રીને તમારે રસ્તે વાળવા કરતાં આરામ શા માટે સૂચવો છો ? તેમને પણ સમાજવાદીનાં સુખ દુઃખના અધિકારી થવાનું શા માટે સમજાવતા નથી ?"

"કારણ કે મારી રગેરગમાં 'સ્વાર્થ' રહ્યો છે. મૂડીવાદીના સ્વાર્થના પડછાયાઓ અમારીપર પણ પડી રહ્યા છે ! જુઓ, હું તમને ચાહું છું. તમારાં તે મારાં છે. મારાંને દુઃખી કરતાં મન નથી માનતું ! અને ગુરૂદેવનું વ્યકિતત્વ મહાન છે. એમના જેવાઓ જગતને સમાજવાદ સમજાવવા કાજે 'સન્યસ્ત' લે તો અમારાં કાર્યો સરળ થાય."

આમાં પાછળની વાત તો હું ન સમજી પણ આગળની વાત તો મને બહુ ગમી. સર્વદમન મને ચ્હાય છે એ વાત સાંભળતાં તો મારા આનંદની અવધિ આવી રહેતી........

થોડાજ દિવસો પછી સર્વદમને મને વાત કરી કે: “ સરકારે મજૂરોને માટે એક ખાતું ખોલ્યું છે. મને એ ખાતાંનો અધિકારી બનાવવાની એમની ઇચ્છા છે.”

આ વાત સાંભળતાં મને આવેલા ઉમળકા હું કદિયે નહિં વિસરૂં. પગાર પણ સુંદર હતો, મારા સર્વદમન માટે કામ પણ સરસ હતું. એમની આંખોના પલકારા જરાવાર નિરખ્યા પછી મેં પૂછ્યું:

“ અને તમે સરકારની આ માગણીનો અસ્વિકાર તો નહિંજ કરવાના હો.”

“ શા માટે નહિં ? તરલિકા ! નથી સમજતા કે આ એક લાંચ છે ? આ બધાંની પાછળ તો તમારા પેલા મૂડીવાદી જાદુગર માધવદાસ શેઠનો હાથ છે. પક્ષભેદના આ બધા જૂના પુરાણા ખેલો છે, અટપટી છંદ્મજાળો છે તરલિકા ! આજના દુનિયા દુશ્મનનાં લશ્કરના સેનાપતિને લપટાવવા જેવા મામલામાં નહિ સપડાય. બિચારા મજૂરોનો ઘાણ આજ સુધી આમને આમજ વળતો આવ્યો છે. તમને શી ખબર કે મજૂરોના મારા જેવા કેટલાય મિત્રોને મૂડીવાદીઓએ આમ ફૂબાવી દીધા હશે ! સામા પક્ષના સરદારને અથવા તેનાં લશ્કરને ‘ ફના ’ કરી નાંખવા કરતાં ‘ ફોડી ’ નાંખવું કેટલું સુગમ છે ! તરલિકા ! મને લાગે છે કે હું તો નહિ વટલઉં ! અમે, ગરીબ બીચારા કામદારો ! ”

અને સર્વદમનની આંખમાંથી આંસુઓ વહ્યાં.

# પ્રકરણ ૭ મું

—:o:—

## ગુરૂદેવનાં સ્વપ્નાં

એક દિવસ સવારે મને સર્વદમનની આ ચીઠ્ઠી મળી:

"તરલિકા! ગુરૂદેવની વાત વધતી ચાલી છે. આજ રાત્રીથી તેઓશ્રી આપણી દુ:ખી દુનિયાને 'સુધારવા' નાં કાર્યમાં પડનાર છે. આજે રાત્રે તેઓ તેમના શિષ્યોને 'સંદેશો' આપશે. મને એઓશ્રીએ આ વાત કરી છે. હવે તેઓ કોઇના અટકાવ્યા નહિ અટકે. આજે રાત્રે હવેલીમાં મળનાર એક જાહેર સભામાં તેઓશ્રી પ્રમુખસ્થાનેથી તેમના શિષ્યોને–આજની દુનિયાને ઇશ્વરના આદેશો આપશે.

"તમારે ગુરૂદેવનો ખરો ઉપદેશ શ્રવણ કરવો હોય તો આજે તમે મારી સાથે આવી શકો છો. અત્યારે તો મને તેમનાં આ ધર્મકાર્યની નિષ્ફળતાજ નજરે પડે છે."

સર્વદમનને મેં તેજ સાંજે મારી પાસે બોલાવ્યા. અને રાત્રે અમે સભામાં સાથે ગયા. હવેલીનાં આંગણાંમાં અસંખ્ય માણસો ઉભરાઇ રહ્યાં હતાં. લોકોમાં ભારે કુતુહળ ફેલાયું હતું. આજનો વિષય 'જાહેર અનીતિ અને તેના ઉપાયો' હતો. વ્યાસ પીઠપર ગુરૂદેવની આસપાસ બેઠીરહેલાં મહાજાળાંઓ તેના સર્વ વિસ્તારમાં જામી રહ્યાં હતાં. ગુરૂદેવનાં મનપર ભારે બોજો વહી રહેલો સ્પષ્ટ દીસી આવતો હતો. સમય થયો અને ગુરૂદેવે શરૂ કર્યું:

"રાત્રિનો સમય હતો. હું તે રાત્રિએ મારી રૂમમાં ફરતો હતો. થોડી થોડી વારે હું રૂમની બારીમાંથી બ્હાર જોયા કરતો હતો. મારી આંખોમાં તે દિવસે નવો પ્રકાશ રેડાયો. બ્હારનાં જગતને તે રાત્રિયે મેં તેનાં નગ્ન સ્વરૂપમાં નિરખ્યું. પહેલાં તો મેં એ ભીષણ દૃશ્ય દેખવા કરતાં મારી આંખો આડા હાથ દીધા; અને અંધકારમાં વિચાર કર્યો: 'આને માટે હું શું કરૂં? ચોકકસ નિશ્ચયપર હું ન આવ્યો એટલામાં બીજો વિચાર આવ્યો: મારા પ્રભુને આના સંબંધમાં મારા તરફનાં કયા કાર્યો – કયાં પગલાંઓ માન્ય હોઇ શકે?' અને મારી આંખ સામેનો અધંકાર ભેદાતો જણાયો. મને મારી ફરજ સૂઝી આવી.

"મેં મારી ગાડી ઉભી રાખી. બિચારી એ બે વેશ્યાઓની દયા ખાધી. તેમની સાથે વાતો કરી, સમજાવી તેમને મેં મારી ગાડીમાં લીધી. મને થયું: 'પ્રભુના દુનિયાની આ બે કમનશીબ પુત્રિઓ મારી બ્હેનો જ હતી. તેમનો ઉદ્ધાર તેમની પ્રત્યેના મારા સદ્‌ભાવપર, કોમળ વર્તનપર હતો.

"હું તો આપણા શહેરની એક ભારે સુંદર હવેલીમાં વસી રહ્યો છું. લાખોની કિંમતનાં મારાં મહાલયમાં હજારોનું રાચરચીલું ભર્યું છે. સંખ્યાબંધ દાસદાસીઓ મારી સેવામાં હાજર છે. મારા એ મહેલનો ઉપયોગ હું કોને કાજે કરી શકું એ તો મેં એ દિવસેજ જાણ્યું. સદ્‌ગૃહસ્થો! મારી આ હવેલીનો ઉપયોગ હવે આવી સંખ્યાબંધ બહેનો કરી રહેશે. મારી હવેલીના ઓરડે

ઓરડે આવાં દીન અને દરિદ્રિને વસાવી દેવાનો મારો હવે મનોરથ છે. મારી મોટરગાડીઓ, મારી ઘોડાગાડીઓ, મારાં સુખસગવડનાં બીજાં સાધનો ઇશ્વરનાં ઘરનાં ગરીબોને માટેજ હોય. આમાંજ દુનિયાનાં દુઃખે ઉભી થયલી મારી મુંઝવણનો ઉકેલ મને સમજાઇ રહ્યો છે. મારી હવેલી ભાતભાતના જડ પદાર્થોનાં સંગ્રહસ્થાન કરતાં જીવતાં દરિદ્રિઓનું દવાખાનું બને એજ મને હવે માન્ય રહેશે.........સદગૃહસ્થો ! સન્નારીઓ નીતિના પવિત્ર પાઠો તમને શીખવવાને હું લાયક નથી અત્યાર સુધી મેં દંભ અને શરમની જીંદગીજ જીવી છે દુનિયાના પૈસે તાગડધિન્ના કરી તેને અવળે માર્ગે દોરી છે અને મારા સદભાગ્યે મારા ગુરૂ મને મોડું નથી થયું ત્યાંજ મળી ગયા છે. મારા ગુરૂએ – એ બે વેશ્યાઓએ મને દર્શન દીધાં તે દિવસે પ્રભુકૃપાયે મારાં જ્ઞાનચક્ષુઓ ઉઘડી ગયાં. મારી ફરજ હવે મને સમજાઇ છે. અરે સહેલામાં સહેલી વસ્તુ દુનિયાને નથી સમજાતી એ તેનું કેટલું દુર્ભાગ્ય ? પાપ કરતાં – મૃત્યુ કરતાંયે પ્રેમ કેટલો મહાન છે એ દુનિયાને દેખાડવા હું શું શું કરી નાંખું ? જગતના ધનવાનો ! મેં કર્યું છે એવું કાંઇક કરી લેવા – માણસજાત તરફની તમારી ફરજ બજાવી લેવા તમને લલચાવવાનો મારો આ યત્ન છે. તમારામાંનો દરેક ધનવાન એકાદ ચોરને, લુટારાને, નિરાધારને પોતાની વ્હાલસોઇ સોડમાં સાચવી, તેને પોતાના વિશુદ્ધ પ્રેમથી પલાળી સન્માર્ગે વાળે તેનું જીવન મીઠું બનાવે એ મારી મહત્વાકાંક્ષ છે. સમાજના થોડાક સમર્થો પોતાની આ ફરજ વિચારી લે તો આપણી વચ્ચેથી અસંખ્ય ગુન્હાઓ ઓછા થઇ જાય.

" અને આ બધાંમાં આપણે આપણાં પૈસા સાથે આપણી જાતનેય હોમવી ઘટે. ભગવાન કૃષ્ણનો કર્મયોગ આપણે હવે આચરવો ઘટે. અરે, પણ કૃષ્ણને ઠેકાણે તો આજે આપણે 'કલદાર' સ્થાપ્યા છે..........ગૃહસ્થો! આ સ્થિતિ આપણે હવે સુધારીએ."

" હું આજે અત્રે એકત્રિત થયેલા ધનવાનોને જણાવવા ઇચ્છું છું કે તેઓ ગરીબો પ્રત્યે બેદરકાર રહી પોતાના સરજનહારનો મહા ગુન્હો કરી રહ્યા છે. તેઓનાં હૃદય આજે પાષાણ જેટલાં કઠણ બન્યાં છે. તેઓની આસપાસ પડતાં દુ:ખના નાદો તેઓ આજે સાંભળવા નથી ઇચ્છતા. પણ તેઓએ યાદ રાખી લેવું જોઇએ કે આ અવાજો હવે તો તેઓએ તુરતજ સાંભળવા પડશે—અથવા સાંભળવાની તેઓને ફરજ પડશે——"

ગુરૂદેવનું આ ભાષણ હાજર રહેલાઓએ વિચિત્ર ભાવે સાંભળ્યું. સર્વદમને તો કહ્યું:

" ગુરૂદેવે આજે પોતાનાં અંતરના ઉભરા ખાલી કર્યાં છે. તેઓશ્રીનું દયાળુ અંતર દુ:ખીનાં દુ:ખે કેવું પીગળી રહ્યું છે! તેમના ભક્તોનાં હૃદયપર તેમણે આજે ભારે ઘા કર્યા!"

' ખરેખર, આ ભાષણની અસર તો સુંદર થવાની," મેં જવાબ આપ્યો.

" તરલિકા! પત્થર પીગળ્યા કયારેય સાંભળ્યા છે?"

" કાંઇ નહિ: છતાંયે આ ભાષણથી 'ધમાલ' તો સારી થવાની. જોયુંને પેલા વર્તમાનપત્રોના ખબરપત્રીઓ કેટલા ઉત્સુક હતા?"

"ભલા માણુસ જણાઓ છો તમે તો તરલિકા! છાપાંઓ કો'નાં છે એ તમે નથી જાણતાં?"

"ત્યારે શું આ ભાષણ પ્રસિધ્ધિ નહિ પામે?"

"જોઇએ તેટલી તો નહિજ. તમે હજુ આપણા પત્રકારોને નથી પિછાનતા. આપણા એ પત્રકારો—તંત્રીઓ પડયા પગારદાર. પત્રની ધડાયલી નીતિથી વેગળું તેઓથી કેમ જવાય? આપણા મૂડીવાદીઓએ પોતાની આસપાસ—પોતાને માટે કાંઇ જુદીજ નીતિ સ્થાપી છે. અને આજે સ્થપાઇ રહેલી આ નીતિ આપણા પત્રકારો નહિ વખોડે. આમ કરવું પત્રની નીતિ છે! ગુરૂદેવનું ભાષણ આપણા મૂડીવાદીઓએ સ્થાપેલી નીતિપર એક કારી ઘા સમાન હતું. મને એ પણ ખબર પડી છે કે ગુરૂદેવને આવું ભાષણ કરત અટકાવવાનો પ્રયાસ પણ કરવામાં આવ્યો હતો. ગુરૂદેવે આ પ્રયાસની ગણના નથી કરી. તરલિકા! તમારી દુનિયાના રાહની તમને હજુ ઓછીજ ખબર છે. ગુરૂદેવનાં ભાષણપર ઢાંકપછોડો કરવામાં આવશે એટલું તો નહિ પણ ગુરૂદેવને ઉતારી પાડવાના યત્નોની પણ કમાલ કરવામાં આવશે. તેમને ગાંડા ગણાવી કાઢતાંયે તમારા મૂડીવાદીઓ નહિ અટકે. વેશ્યાને, ચોરને, લૂંટારાને પોતાની સાથે સંઘરી સુધારવાના ઉપદેશને તમારો વર્ગ કેમ સાંખશે?"

ખરેખર, થયું પણ તેમજ. તે દિવસે તો સર્વદમનને હું નહોતી માની શકી પરંતુ પાછળથી જ્યારે મેં બીજા દિવસનાં વર્તમાનપત્રો વાંચ્યાં ત્યારે મારી સઘળી શંકાઓ દૂર થઇ. કેટલાંક પત્રોએ તો ગુરૂદેવનાં

ભાષણનો ઉલ્લેખ સરખોયે ન કર્યો; અને કર્યો તેણે અધૂરો કર્યો. એક બે પ્રખ્યાત ગણાતાં પત્રોએ તો ગુરૂદેવની નબળી થતી જતી માનસિક દશાનાંયે વર્ણન કર્યાં! થોડાજ દિવસોમાં મેં જોયું—મારા પિતાશ્રી પાસેથી સાંભળ્યું કે ગુરૂદેવના અનુયાયીઓ ઘટતા ચાલ્યા છે. તેઓશ્રીના સેવકો–ભકતો પોતાના સદ્ગુરૂપર રૂઠયા છે. જોતજોતામાં તો ગુરૂદેવની 'ગુરૂતા' તળેથી કેટલાંય પાણી વહી ગયાં! છતાંયે ભાવિના ગર્ભમાં છૂપાયલી ઘટનાઓ તો હજુયે કાંઇ જૂદીજ હતી!

# પ્રકરણ ૮ મું

—:o:—

## સંચાનો સમાજવાદ

સર્વદમનને અમદાવાદમાં મળનારી ' કામદાર પરિષદ 'માં જવાનું હતું. પિતાશ્રીને આ વાતની ખબર પડી એટલે તેમણે સર્વદમનને જતાં પહેલાં જમવા નોતર્યા. તે દિવસે તેમણે બીજાઓને પણ આમંત્રણો આપ્યાં હતાં. અત્યાર સુધી તો અમારે આંગણે 'મોટા માણસો'જ આવતા. તે દિવસે સર્વ 'સાધારણ' માણસો હતાં આનું કારણ મારા પિતાશ્રીના સ્વભાવ અને સોબતનો પલટો હતું.

તે દિવસે ખાસ જાણીતા પરોણામાં પ્રેમ અને દેવની કંપનીના દેવદાસ હતા. આ કંપનીનો નાની મોટી સવ ઘરગથ્થુ પરચુરણ ચીજોનો વેપાર હતો. અમે તેમના ગ્રાહક હતા. બીજા વિલાયતી દવાના વેપારી શંકરલાલ અને કામદારની કંપનીના બંને ભાગીદારો શંકરલાલ અને કામદાર હતા. ત્રીજા રૂદ્રની કંપનીના રૂદ્રપ્રસાદ હતા. એ કોન્ટ્રેકટનું કામકાજ કરતા હતા. બીજા નાના મોટા પણ આવા સામાન્ય માણસોજ હતા. ટુંકામાં તે દિવસની મંડળી 'નાના' મૂડીવાદીઓની હતી.

એકકો ચપળ સર્વ ચાલાક અને આનંદી સ્વભાવના હતા. તેમની વાતો સાદી છતાંયે સુમધુર હતી. મોટા મોટા ' ટ્રસ્ટો, ' ' કોર્પોરેશનો ' સામે તે સર્વની કડવી ફરિયાદ હતી. આવાં

મંડળોની વિનાશક વેપારનીતિ સામે સઘળાનો પોકાર હતો. રેલ્વે જેવાં સાધનો સરકારને હસ્તકજ હોવાં જોઇએ એવી તેમની માન્યતા હતી. સ્થાનિક સ્વરાજ્ય સઘળાને એકસરખું માન્ય હતું.

સર્વમાં મઝાની વાત તો રૂદ્રપ્રસાદે કરી. તેમણે કંટ્રાકટર તરીકે પોતાની વાત કહી સંભળાવી. છેલ્લાં આઠ દશ વર્ષો થયાં તેઓ આ કામ લઇ બેઠા હતા છતાંયે તેમની તિજોરીનાં તળિયાં હજુયે વણઢંકાયાં પડયાં હતાં. સર્વદમને તેમને આ બાબતનું કારણ પૂછ્યું એટલે તેમણે કહ્યું:

"જુઓ, આ દશ દશ વર્ષોની મજૂરી પછી પણ અમે તો જ્યાંના ત્યાંજ પડયા છીએ. લાખોનાં કામ કરી નાંખ્યાં છે ત્યારે હજારો – અરે સેંકડોયે નથી કમાયા. દાખલા તરીકે અમારી પાસે રેલ્વેનું કામ છે. આ અમારૂં કામ – કામની વિગત, અમારી અંદરની અવળસવળ અમારા કરતાં રેલ્વે કંપની વધારે જાણે છે. અમૂક કામ અમને આપી દીધા પછી અમારે એ કામ કરાવવા માટે આપવા પડતા ભાવો-નીએ રેલ્વે કંપની ખબર રાખે છે. અમારા બીજાની સાથેના કોન્ટ્રેકટની શરતોની પણ એમને ખબરજ હોય. આ બધું તેઓ જાણે છે કારણ કે ગમે તેમ પણ અમારાં કામમા એમના છૂપા આદમીઓ આવી જાય છે અથવા તો અમારા માણસો 'ફૂટી' જાય છે. અમને વધારે નફો છે એવું જણાતાં અમારાં કામમાં કંપની તરફથી અવનવી મુશ્કેલીઓ ખડી થઇ જાય છે. અમારા માલ માટે 'પાસ'ની આગળ 'ના'નો ઉમેરો આવા

સમયમાં કંપનીનો કાયદો થઇ પડે છે! આમ અમારો નફો કંપની ખાઇ જાય છે અથવા તો અમે હતા તેવાજ રહીએ છીએ."

"અને વર્ષની આખરે તમારે ભાગે તો ચોકખા નફા તરીકે તમારા પગાર જેટલુંયે રહેતું હોય તો સારૂં" સર્વદમને વચમાં પૂછ્યું.

"સાવ સાચું. અને કેટલીક વેળાયે તો એટલું રહે તોયે અમે નશીબદાર." ઉત્તર મળ્યો.

"અને આમ છતાંયે કંપનીનું કામ કરી આપી કામનાં જોખમો તમેજ વહોરો છો."

"ખરેખર."

રૂદ્રપ્રસાદની વાત આટલેથીજ અટકી કારણ સર્વદમને દેવદાસને પૂછ્યું:

"દેવદાસજી! તમે તો હજુ હમણાજ – લગભગ છ માસ પૂર્વેજ તમારી દુકાન ઉઘાડી છેને?"

"હાજી."

"વારૂ. પણ કહે છે કે તમારી દુકાન ઉઘડયા પછી તમારા લત્તામાંથી બે ત્રણ નાના 'સ્ટોરો' બંધ થઇ ગયા છે. આનું કારણ તમારો સ્ટોર તો નથીને?"

"એ તો પ્રભુ જાણે; પણ અમારી સામે એ લોકો ન ફાવી શકયા" દેવદાસે આછું સ્મિત કરતાં ઉત્તર આપ્યો.

"શા માટે તેઓ તમારી સામે ન ફાવ્યા?" સર્વદમને પૂછ્યું.

"અમારી પાસે વધારે મૂડી હતી, વધારે સગવડ હતી."

"વારૂ. અને શંકરલાલ શેઠ! આપનું શું છે? આપે આપના વિલાયતી દવાના વેપારની હરિફાઇમાં કેટલાને હઠાવ્યા છે?"

"અમારાં ગજા પ્રમાણે અમે પણ કરી રહ્યા છીએ. બાકી હરિફાઇ એ તો અમારૂં – વેપારીઓનું મુખ્ય કામ."

"ત્યારે તો નિરાશાનું કારણ ફકત આપણા રૂદ્રપ્રસાદનેજ છે. વેપારમાં કેવળ એમણેજ ગુમાવ્યું. રૂદ્રપ્રસાદ! તમારી વાત તો કેવળ નફો કરવાનીજ છેને?" સર્વદમને રૂદ્રપ્રસાદને પૂછ્યું.

"બીજી શી હોય?" જવાબ મળ્યો.

"અને નફો કો'ની પાસેથી? બીજાની પાસેથીજને?"

"નફો તો બીજા પાસેથીજ મેળવાયને?"

"ત્યારે તો વેપાર એટલે વેપારીએ પોતે બીજા પાસેથી નફો કાઢવો અને પોતાની પાસેથી પોતે કોઇને નફો કાઢતાં અટકાવવો."

"અક્ષરેઅક્ષર સાચી વાત."

રૂદ્રપ્રસાદના આ શબ્દો સાંભળ્યા પછી સર્વદમનના ચ્હેરાપર ઉંડા દુઃખની કરચલીઓ પડતી જણાઇ; અને તે બોલી ઉઠયા:

"તમારા વેપારની વાત અજબ પ્રકારની છે. તમારી જીંદગીની સઘળી વાતો – બધો હિસાબ તમારા નફાતોટામાંજ સમાયો જણાય છે. તમારાં વેપારીજીવનનો એક માત્ર મંત્ર નફોજ જણાય છે. આમાંજ તમારી બધી વાતનું – તમારાં બધાં દુઃખોનું કારણ વસ્યું છે. તમારી નફા મેળવવાની

ધમાલ નિરખી પેલાં 'ટ્રસ્ટો,' પેલી 'કોર્પોરેશનો' અને એવાં બીજાં મંડળો તમારી વચ્ચે આવી પડે છે. તેઓની નફાની રીતને તમે ધિક્કારો છો; તમારી નફાની રીત તમારે જાળવી રાખવી છે !

"જુઓ, અસલના વખતમાં આપણી પાસે એક ભારે ગૃહ–ઉદ્યોગ હતો. દરેક માણસ – દરેક કુટુંબ પોતપોતાના ચરખાપર પોતપોતાનું સૂતર કાંતી પોતાની અથવા પાડોશીની શાળપર પોતાનું કાપડ વણાવી લેતો. આ સાદી ને સરળ રીત વરાળયંત્રોનાં આગમન સાથે આપણી વચ્ચેથી અદ્રશ્ય થઇ. મીલોનાં મંડાણ સાથે તો આંગણે આંગણે એક એક શાળને બદલે – એક એક ચરખાને બદલે એકજ આંગણામાં હજારો ચરખા – હજારો શાળો ઉભી થઇ. અને આવી મીલોના રાક્ષસી સંચાઓમાં હાથ કરતાં વધારે ઝડપથી અને સસ્તું કાપડ વણાવાં લાગ્યું. આ મીલો એ મોટાં મંડળો છે, અનેકની મૂડી એકઠી કરી ઉભાં કરાયલાં મોટાં કારખાનાંઓ છે અને આવાંની સામે તમારી – નાનાઓની હરિફાઇ ન ટકી શકે એ સાવ સ્વાભાવિક છે.

"અત્યાર સુધી જે માણસો – પુરૂષો તેમજ સ્ત્રીઓ – પોતપોતાના ઘરને આંગણે પોતપોતાનું કાપડ ઉપજાવી લેતા હતા તેઓ હવે મીલમાં મજુરીએ જવા લાગ્યા, પોતાને માટે છોડી પારકા માટે વસ્ત્રો ઉપજાવવા લાગ્યા. સ્ત્રીઓએ ઓછા દામે મજુરી કરી પુરૂષો સામે અને બાળકોએ તેમ કરી સ્ત્રીઓ સામે હરિફાઇ માંડી. આમ ઘરને આંગણે ટાઢો રોટલો મૂકી મજુરી

કરી વધુ કમાવા મીલમાં આવનાર મૂડીવાદની – ટ્રસ્ટની – કોર્પોરેશનની જાળમાં ફસાઇ કમાવા કરતાં લૂંટાવા લાગ્યો. અને આપણા ખેડુતો અને વણકરો મજુર બન્યા તે દિવસે આપણી દુનિયાનો દાટ વળ્યો. આજે તમે બધા ટ્રસ્ટોને અને કોર્પોરેશનોને સૂવાડી મૂકવા માગો છો, તેનાથીજ બધાનો ઘાણ વળ્યો ગણો છો પરંતુ તમે – સંચાના ગુલામો તે કેમ કરી શકશો ?

"આનો અર્થ તમે કેવળ એકજ ન સમજતા કે હું સંચાની વિરૂદ્ધ છું. સંચાઓએ આપણને – સ્વતંત્ર માણસોને તેના ગુલામ બનાવ્યા છે એ વાત મને માન્ય છે; આપણી વચ્ચે કેટલાંય દુઃખદરદો ફેલાવી સંચાને પનારે પડેલા ઘણાઓની જીવનદોરી સંચાઓએ ટુંકાવી છે એ મારે કબુલ છે; સંચાઓએ આપણને પારાવાર નુકસાન પહોંચાડયું છે એ વાત હું સ્વીકારૂં છું છતાંયે આજેજ – આ ઘડીયેજ સંચાઓ નાબૂદ કરાવવાની સલાહ હું ન આપું – ન આપી શકાય. આમ છતાંયે આ સંચાઓની તળે ચગદાતા તમે ધારો તો આજેજ ઉગરી શકો છો. આપણા સંચાઓને વળગેલો મૂડીવાદ આપણે ઉખેડી શકતા હોઇયે; આ સંચાઓમાંથી મૂડીવાદને બદલે સમાજવાદના મંત્રો ઉપજાવી શકતા હોઇયે તો કામ સુંદર થાય. આ જગતમાં 'જીવ એ જીવનાં જીવન' જેવી વાત છે ત્યાં સમાજવાદમાં વધારે જીવ હોય તો મૂડીવાદ ગળી જાય એ સ્વાભાવિક છે. એકનાં કરતાં અનેકના ફાયદાની દ્રષ્ટિયે આજના આપણા સંચાઓ ચલાવવા એ કાંઇ વિષમ વાત નથી. અને ઇશ્વરની મરજી તો એ વાત – સંચાનો એ સમાજ-વાદ સિદ્ધ થવાને હવે ઝાઝો સમય હું નથી જોતો."

# પ્રકરણ ૯ મું

## સ્વપ્નાંનું ગણિત

સર્વદમને આગળ ચલાવ્યું:

"તમારામાંના કેટલાક કહી રહ્યા છે કે સમાજવાદ અશક્ય છે, વધુ પડતો છે. પણ તમારાં કથનની ભૂલ તમને નથી સમજાતી. તમારાથી ઉલટું હું એમ કહેવા ઇચ્છું છું કે આ જગતમાં જણાતો મૂડીવાદ હવે વધુ વખત અશક્ય છે. નાના નાના મૂડીવાદીઓ વધ્યા જશે એટલુંજ નહિ પરંતુ તમારાં મોટાં મોટાં મંડળો–ટ્રસ્ટો પણ ટકવા વિકટ છે. સમાજવાદનાં ચઢતાં પૂર મૂડીવાદ નહિં ખાળી શકે. તમને એમ લાગતું હશે કે હું તો કોઇ સ્વપ્નસૃષ્ટિમાં રમી રહ્યો છું. પણ એમ નથી. છતાંયે તમારી માન્યતા તમને મુબારક હો! અને મારાં આ સ્વપ્નાંનું ગણિત હું આજે તમને સમજાવવા ઇચ્છું છું.

"દાખલા તરીકે આપણે એક.દ પગરખાંનાં કારખાનાંની વાત લઇએ. ધારો કે જોડા બનાવવાનું એક મોટું કારખાનું છે. આ કારખાનુ જોડા બનાવવાને માટે ચામડું ખરીદે છે. ધારો આ ચામડું સો રૂપિયાનું લીધું. કારખાનાંમાંથી આ ચામડું જોડા તરીકે બહાર આવે છે. આ સમયે એની કિંમત લગભગ બમણી થઇ જાય છે–વધી જાય છે. ત્યારે સો રૂપિયાની ચામડાંની કિંમત જોડા થયા પછી બમણી શી

રીતે થઇ? કારણ સાદું છે. મૂળ સો રૂપયાનાં ચામડાંની કિંમત જોડા થયા પછી વધારી મૂકનાર મૂડી, અને મજુરી બંને છે. મૂડીયે મૂડી – કારખાનું, સંચા અને બીજી ચીજો પૂરી પાડી; મજુરીએ મજુરી આપી. આ બંનેયે મળી ચામડાંમાંથી જોડા ઉપજાવ્યા અને તેનું મૂલ્ય બેવડાવ્યું.

"આમ મૂળ સો રૂપિયાંનાં ચામડાંપર મૂડી અને મજુરીએ પોતપોતાનો હિસ્સો ઉમેરી તેના બસો રૂપિયા બનાવ્યા એટલે કે બંનેના સહકારથી સો રૂપિયાની દોલત ઉપજી. હવે આમ ઉપજેલા સો રૂપિયાના બંને પક્ષો ભાગ પાડવા બેઠા. આ ભાગ પાડતી વખતે તો કેટલાય વાંધા સાંધા થાય છે; મૂડીવાદ આના પાઇના હિસાબો ગણવા લાગે છે. પણ આપણી ગણત્રીની સગવડ ખાતર ધરી લો કે બંને પક્ષે અરધોઅરધ રૂપિયા વ્હેંચી લીધા. હવે ધારો કે પોતાના ભાગના આ પચાસ રૂપિયા મેળવ્યા પછી મજુરી તૈયાર થયલા જોડા પોતે ખરીદી લેવા ઇચ્છે છે. તે કેટલા જોડા ખરીદી શકશે? ઉતર સહેલો છે: મજૂરી પોતાના રૂપિયાના એટલે કે પચાસજ રૂપિયાના જોડા ખરીદી શકશે.

"અને આ એક દાખલામાં થયું તેમ બધામાં થાય. ત્યારે હવે ધારી લ્યો કે મૂડી અને મજૂરીના સહકારથી આપણા ઇલાકામાં દર વરસે એક કરોડ રૂપિયાની દોલત ઉભી થઇ. આ એક કરોડમાંથી આપણા હિસાબે મજુરીને ભાગે પચાસ લાખ–અરધો કરોડ રૂપિયા આવ્યા. અને એક વરસમાં ઉભી થયલી એક કરોડની દોલત, મજૂરો કદાચ પાછી ખરીદી લેવા

ધારે તો તે અરધો કરોડજ ખરીદી શકે છે. આમ કુલ ઉપજ-માંથી મૂડી માત્ર અરધોજ ખરીદી લે છે; અથવા ખરીદી શકે છે. આ ખરીદીમાં તે પોતાની ઉપજ વાપરી નાંખે છે. આમ છે એટલે એક કરોડની ઉપજમ થી અરધો કરોડ જે મજુ-રો નથી ખરીદી શકતો તેનો હિસાબ હજુ બાકી રહે છે."

"પણ મજુર પક્ષ પોતાને ભાગે આવેલું બધુંજ ખરચી નાંખે છે એમ તેમ કેમ કહી શકો છો? તેઓની પાસે જે પૈસા રહી જાય છે – બચે છે તેનો તમને હીસાબ નથી શું?" શંકરલાલ વચમાં બોલી ઉઠયા.

"તમને મારે શું કહેવું! તમે કહો છો કે મજુરો પૈસા બચાવે છે! અરે, એઓની પાસે પૈસા કેવા? અને જે થોડા ઘણા પૈસા તમે તેમની પાસે જોઇ રહ્યા છો એ તો તેઓએ જેટલી મહેનતે બચાવેલા હોય છે એટલીજ સહેલાઇથી વપરાઇ જાય છે. એકાદ માંદગી આવે, એકાદ અકસ્માત નડે, એકાદ લગ્ન થાય, એકાદ મરણ થાય ત્યાં તેમણે બચાવેલા અને તમારી આંખમાં ખૂંચતાં ગણ્યાગાંઠયા પૈસા ખલાસ થાય! આ તેમના પૈસાને તો આજે ખાવાની આખી રોટલીમાંથી અરધી ખાઇ આવતી કાલ માટે બચાવેલી અરધી રોટલીનીજ ઉપમા આપી શકાય.

"અને મૂડીવાળા પાસે જે પચાસ લાખ આવે છે તે પચાસ લાખ મૂડીવાળા વાપરી નાંખે છે કે? આનો જવાબ તમને હુંજ આપું. જુઓ, મૂડીવાળાઓ પોતાને ભાગે આવેલી બધી મૂડી વાપરી નાંખતા હોય તો દર વખતે મૂળ મૂડીમાં

વધારો ક્યાંથી થાય ? આમ, મૂડીવાળો પોતાના ભાગની બધી મૂડી નહિ વાપરી નાંખતાં પોતાની મૂળ મુદ્દલમાં વધારો કરે છે.”

“અને હવે આપણે ફરીથી મૂળ વાતપર આવીયે. આપણા ઇલાકાની આપણે ધારેલી એક કરોડની ઉપજમાંથી મજુર તો પોતાનો ભાગ ખરચી નાંખે છે. મૂડીવાળો મૂડી વધારે છે. આમ એક મોટી રકમની બચત થાય છે. આ રકમનો શો ઉપયોગ થાય છે ? શો ઉપયોગ કરી શકાય ?”

“આ રકમ પરદેશને વેચી શકાય,” શંકરલાલે ઉત્તર આપ્યો.

“બરોબર. અને આપણી પાસેની આ બચતને અંગેજ આપણે પરદેશી વેપાર વધારી રહ્યા છીએને ? જે વ્યક્તિ પાસે, જે સમાજ પાસે, જે દેશ પાસે અમુક બચત છે તેનો તો ઉપયોગ તેણે કર્યેજ છૂટકો ને ? જુઓ, યુનાઇટેડ સ્ટેટસ પોતાની બચત બ્રાઝીલપર લાદે છે, વિલાયત તેની બચત આપણાપર લાદે છે ત્યાંજે તો અમુક પાસે બચત છે – વધારો છે; અને અમુક પાસે ઉણપ છે – ખાડો છે એટલે વધારાવાળો પોતાનો વધારો બીજાપર લાદી શકે છે – ધંધો બેઠી શકે છે. પણ કોઇપણ પાસે ખાડો નહિ પડતાં વધારોજ પડશે ત્યારે કો'ની બચત કોણ કો'નાપર લાદી શકશે ?”

“ખરેખર, આ તો બહુજ મુશ્કેલીની વાત છે. આવો પ્રસંગ આવી લાગે – એક બીજાની બચત એકબીજાપર લદાતાં વેપાર ખીલી જાય; બધા પાસે બચત પડી જાય અને એક દિવસે કો'ની બચત કો'નાપર લાદવી એ વિચારવા જેવું થઇ

પડે એ સાવ સાદી વાત છે. અને આવું થાય ત્યારે સર્વથી પહેલાં અમારા જેવા વચલા વર્ગનો મરો આવે !' બળવંત વચમાં બોલી ઉઠયા.

"હાજી. અને મુડીવાદ પણ તેજ દિવસે તૂટવા લાગશે ! જ્યારે દરેક દેશ પાસે પોતાથી ન નિકાલ કરી શકાય એટલી બચત વધી પડશે ત્યારે મુડીવાદે કરેલા નફાના ભાર નીચેજ તે મરવા પડશે ! અને એ સમયે સંચાઓનો – કારખાનાંઓનો વિનાશ તો કદાચ નહિ ઇચ્છાય પણ તેની માલીકીની તકરારો જાગી ઉઠશે. આમાં જો મજુરે ફાવશે તો તમારો માર્ગ સરળ થશે. દુનિયા પણ તે દિવસે સુખી થશે."

"પણ ધારો કે કદાચ આ તકરારમાં મુડી જીતી તો ?" બળવંતે ભારપૂર્વક પૂછ્યું.

"તો તમારા, અને બધાના બાર વાગશે ! તો સોનાનું ખંજર સર્વના લોહી પીશે !"

• • • • •

આ પછી પણ બીજી ઘણી વાતો થઇ; પણ એ બધી અહીં હું નથી આલેખતી........ગમે તેમ પણ સર્વદમન એકત્રિત થયલા સજ્જનોપર કાંઇક અસર ઉપજાવી શકયા હતા એમ તો મને લાગ્યુંજ. પણ સર્વદમન જેવા સમાજવાદીનો સમાજવાદ આ સામાન્ય માણસો એકાએક તો કયાંથીજ સમજે ? અને છૂટા પડતી વખતે બળદેવે કહ્યું:

"સર્વદમન ! તમારી વાતો સાચી જણાય છે. તમને સાંભળી અમે આનંદિત થયા છીએ પણ........પણ અત્યારે તો તમારો આ સમાજવાદ મને એક સ્વપ્નાં સમાન ભાસે છે ! અને છતાંયે લાગે છે કે તમે આજે સમજાવેલું આ સ્વપ્નનું ગણિત આપણે સર્વે વિચાર્યેજ છૂટકો છે !"

# પ્રકરણ ૧૦ મું

## સમયના પ્રવાહમાં

—:૦:—

આ પછી મારાં જીવનમાં પ્રતિ ક્ષણે મને ભયંકર પરિવર્તન થતું જણાયું. સર્વદમન પ્રત્યેના મારા પ્રેમે અથવા તો તેમણે મને કરાવેલાં દુનિયાનાં ખરાં દિગ્દર્શને મને એક ક્રાંતિકારક–બળવાખોર બનાવી મૂકી. અને મને બળવાખોર બનતી જોઇ મારૂં મન મને ડંખ્યા કરતું. કોઇ પણ બળવાખોરને હું દુનિયાનો પાપી લેખતી. પણ આજે મારી શંકા કુશંકાઓનાં વાદળો ભેદાઇ ગયાં છે. અમારો બળવો સાગરનાં ઉંડાણ જેટલો શાંત અને પરમ પવિત્ર હતો. એ બળવાના સમયમાં જીવનારનું જીવતર ધન્ય હતું! દુનિયાને અમે નવો માર્ગ દાખવ્યો છે. અને મારો સર્વદ આજે ભૂતકાળને ખોળે મૃત્યુવશ થયો છે પણ અમારાં ધર્મયુદ્ધ ચાલુજ છે. આવતી કાલે–થોડાજ સમયમાં અમારો વિજય નિર્માણ થશે.

જે મૂડીવાદ સામે અમારો વિરોધ છે એ મૂડીવાદ સામે અમે તેના વિનાશ સુધી ઝઝૂમા શું. અમારો બળવો શાંત હશે; અમારાં યુદ્ધ દેહને બદલે આત્માનાં હશે. તલવારની ધારે અમે મૂડીવાદને મહાત નથી કરવાના; અમે જાણીએ છીએ કે એ નબળાંનાં નિશાન છે- અમારાં આત્મબળના અગ્નિમાં અમે આજના મૂડીવાદને બાળી મૂકવાના છીએ। અમે જાણીએ છીએ કે આત્માનાં બળ અજેય છે.

વારૂ. પણ મને મારી વાતના પ્રવાહમાંજ આગળ વધવા દો. જુઓ, સર્વદમનની તે દિવસની વાતો પછી અમારી વચ્ચે કુદરતી રીતેજ એક પછી એક આકરા બનાવો બનતા રહ્યા. હું મારાં શાંત અને એકલવાયાં જીવનમાંથી જગતની ધડમથલમાં ભળવા લાગી.

અને મારા જીવનદરિયે તોફાન ચઢયું. સર્વદમને કહ્યું હતું– અને અમે ધારતા હતા એ આખરે પણ બન્યું. મારા પિતાને વિદ્યાપીઠની નોકરીમાંથી છૂટા 'કરવામાં' આવ્યા. અમે મઢીવાદનો પહેલો પ્રહાર આમ અનુભવ્યો !

મારા પિતાશ્રી પાસેથી પરાણે રાજીનામું માગવામાં આવ્યું; પણ દુનિયાને તો એમજ જણાવાયું કે તેમનાં રાજીનામાંથી વિદ્યાપીઠને તેમને દિલગીરીપૂર્વક છૂટા કરવા પડે છે! મારા પિતા વિદ્યાર્થી આલમમાં એટલા બધા પ્રખ્યાત હતા, સમાજમાં પણ એ એટલા પ્રતિષ્ઠિત હતા કે તેમને છૂટા કરતાં મઢીવાદી વિદ્યાપીઠને પોતાની કૃત્રિમતાના રંગો વાપરવા પડ્યા

બીજેજ દિવસે તો વર્તમાનપત્રોવાળાઓએ વાત ઉપાડી લીધી. મારા પિતાના વખાણનો પાર ન રહ્યો. વિદ્યાપીઠના સંકુચિત વ્યવહારમાંથી શોધખોળના વિશાળ ક્ષેત્રમાં પડવા ખાતર મારા પિતાપર ધન્યવાદો વરસાવવામાં આવ્યા! મારા પિતાને આ વાતો વાંચી હસવું આવ્યું........

દરમ્યાન મારા પિતાનું પેલું કેળવણીવિષયક પુસ્તક પૂરૂં થયું. મઢીવાદને એમની આ પ્રવૃત્તિની એ ખબરજ હતી. અને સોનાનું ખંજર એને માટે પણ સજ્જ હતું? આ પુસ્તકને

દાબી દેવાની પેરવીઓ રચાઇ ચૂકી હતી ! મંગળાચરણ વર્ત-માનપત્રોએ કર્યું. એક દિવસ સવારે બેત્રણ આગળ પડતાં પત્રોમાં નીચે મુજબ પ્રસિદ્ધ થયું:

"આપણી વિદ્યાપીઠના જાણીતા વિજ્ઞાનશાસ્ત્રી શ્રી. કુમારદેવ "જેઓ થોડા સમય પહેલાં વિદ્યાપીઠની સેવામાંથી નિવૃત "થયા છે તેઓએ પોતાનું "આધુનિક કેળવણી – એક મહાન "નિરાશા" નામક પુસ્તક હમણાંજ પ્રસિદ્ધ કર્યું છે. કોણ "જાણે કેમ – પણ આચાર્યશ્રી ગંભીર થાપ ખાઇ ગયા છે. "કેળવણીના વિષયમાં રાજકીય તત્ત્વજ્ઞાન અને સમાજવાદના "શંખ ફૂંકયે શો સાર ? આ પુસ્તકમાં કેળવણીનાં ભલા "નામ નીચે 'ભયંકર' સમાજવાદનો પ્રચાર છે ! પ્રજાને "આવાં પુસ્તકોથી અમો ચેતાવીએ છીએ."

મારા પિતાશ્રી આવું આવું વાંચીને હજુ તો વિચારમાં પડ્યા હતા એટલામાં તો બીજા ત્રીજા દિવસથી બજારમાં મારા પિતાશ્રીના પુસ્તકની નકલો અદૃશ્ય થઇ ! આના સંબંધમાં પડદા પાછળની બાજુ હું નથી ઉઘાડતી. શું થયું એ મને ખબર છે; પણ નહિં કહેવાનાં કારણો છે. આ સંબંધમાં તો હું એટલુંજ કહી છૂટું છું કે: "હાથના કર્યાં હૈયે વાગે."

મારા પિતાનાં પુસ્તકને દબાવી દેવાની આ ઘટના પ્રત્યે બેદરકાર રહેવું સમાજવાદી છાપખાનાંને કેમ પાલવે ? અને તેના માલીકે એ પુસ્તક છાપીને ફરી પ્રસિદ્ધ કરવાની મારા પિતાની પરવાનગી માગી. મારા પિતાએ આ પરવાનગી આપી અને સર્વદમનને કહ્યું:

"સર્વદમન ! મૂડીવાદે મારૂં પુસ્તક દબાવી દીધું. પુસ્તકો તે એમ દબાવ્યાં દબાતાં હશે ? જુઓને, પેલાં "જનતા મુદ્રણાલયે" મારી પાસે તે પાછું છાપવા માગ્યું છે. આ સંબંધમાં તમે શું ધારો છો ?"

"હું શું ધારૂં ? થવાનું છે એ તો થયેજ જાય છે અને જવાનું છે. પણ મૂડીવાદની પૂરી વાર્તા હજુ તમને નથી આવડતી. તમે તમારૂં પુસ્તક ફરી છપાવી મૂડીવાદની વાર્તાનું પ્રથમ પ્રકરણ ગળી જવા માગો છો ! મૂડીવાદ ત્યારે બીજું પ્રકરણ ઉઘાડશે અને "જનતા મુદ્રણાલય"ને બારણે કડાં ચઢશે ! રખેને આમાં કાંઇ અશકય ધારતા ! અને ગઇ કાલે તમારે ગળે નહિ ઉતરતી વાત આજે સત્ય થતી તો તમે કેટલીયે વેળા જાણી ચૂકયા છો ! ઉગતા સમાજવાદની આસપાસ પથરાઇ ગયેલી મૂડીવાદની સુરંગો હજુ તમે નથી જોઇ શકતા. આપણને કાવત્રાંખોર કહેનારાઓ આપણી સામે કેવાં કાવત્રાંઓ ખેલી રહ્યા હશે એ તો પ્રભુજ જાણે ! અને કાવત્રાંબાજ હોવાનો આપણે ઇન્કાર કરી રહ્યા છીયે. આપણી તો બેઠા બળવાની – નિઃશસ્ત્ર, પવિત્ર યુદ્ધની વાત છે. અને એ રસ્તે આપણો વિજય અનિવાર્ય છે. આખરે તો મૂડીવાદનાં કાવત્રાં મૂડીવાદીને મુબારક હો !"

ખરેખર, સર્વદમન સમયની નાડ સારી રીતે પિછાની શકતા હતા. "જનતા મુદ્રણાલય" તરફથી મારા પિતાનું પુસ્તક પ્રસિદ્ધ કરવાની જાહેર ખબર ફેલાઇ ન ફેલાઇ એટલામાં એ મુદ્રણાલયમાં છપાતાં "સમાજવાદી" અઠવાડીકપર ધાડ

આવી ! મુડીવાદના પહેલા ફટકા હમેશાં મૃદુ હોય છે અને આ પત્ર પ્રત્યે આપખુદિના ગણેશ ટપાલ ખાતાદ્વારા મંડાયા. કર્મસંજોગે તેની એક 'ખાસ' આવૃત્તિ બહાર પડી અને ટપાલખાતાંયે એ 'ખાસ' આવૃત્તિને વર્તમાનપત્રો સંબંધના પોતાના ધારાધોરણની ચુંગાલમાં ફસાવી "જનતા મુદ્રણાલય" ને માટે મુશ્કેલી ઉભી કરી ! આ મુશ્કેલી અડગ ખડા રહી ઓળંગાઇ એટલે સરકારનો પંજો ખડો થયો ! તેણે "સમાજવાદી" ને રાજદ્રોહી પત્ર ઠરાવ્યું ! અને "સમાજવાદી" નું અસ્તિત્વ ખલાસ થયું ! હજુ પણ "જનતા મુદ્રણાલય" મારા પિતાનું પુસ્તક છાપીજ રહ્યું હતું. ધુંધવાઇ રહેલો અગ્નિ હોલવવો અશક્ય હોય છે અને એક સવારે અમે જાણી લીધું કે "જનતા મુદ્રણાલય" બળી ગયું ! ........ આ વાતપર પણ વધુ વિસ્તાર અનાવશ્યક લેખું છું ............

આ અને એવી બીજી નાનામોટી વાતોને અંગે અમારા સમાજવાદનો ઇતિહાસ ઝપાટાભેર આલેખાવા લાગ્યો. તેને પાને પાને અવનવી ભાતો પડતી ચાલી. શેરોએ ચકલે આવતી કાલના બનાવોપર સટ્ટા બંધાવા લાગ્યા.

"સમાજવાદી" બંધ થતાં કામદાર પક્ષે પોતાનો મિત્ર ગુમાવ્યો. તેમનામાં આથી અસંતોષ ફેલાયો. બરાબર આ સમયે તેમની મજુરીમાં 'ઘટાડો' સંભળાયો ; અને અસંતોષ વધી પડયો. અધૂરામાં પૂરૂં એક બે મીલના આગવાળાઓએ હડતાલ પાડી. મીલવાળાઓએ હરકોઇ પ્રયત્ને એ હડતાલ

તોડી પાડી! બળતાંમાં ઘી હોમાયું. એક બે છમકલાં થયાં. એકનો જાન ગયો. થોડાક ઘાયલ થયા.

ગમે તેવાં નાનાં પણ તોફાનો થયાં અને સર્વદમનપર ધર્મસંકટ આવ્યું. તેમના અહિંસા ધર્મને મેં તે દિવસે પહેલો પિછાન્યો. તોફાન પછી મજૂરોને તેમણે આપેલો ઉપદેશ આ રહ્યો:

"તમોએ તાજેતરનાં તોફાનો કરી મને શરમાવી મુકયો છે. હું તમને મારા મિત્રો ગણું છું. પણ તમારાં આવાં વર્તનથી તો મારે શરમાવુંજ રહે. આપણે આપણને કચડી રહેલા મદમસ્ત મૂડીવાદને સમાવી દેવો છે; પણ તે આ રીતે સમાશે શું? આપણી લડતનાં મૂળ સંપૂર્ણ શાંતિમાં રહ્યાં છે. તમે તોફાન કરો, અશાંતિ ઉપજાવો, ખૂન રેડો એટલે આપણું કર્યું કારવ્યું પાણીમાં જાય.

"કદાચ ખૂનામરકી ફેલાવી તમે ઘડીભર લાભ લેતા જણાશો પણ આખરે તમારો વિનાશ છે. તમારાં તોફાનો, તમારી ખુનામરકી મૂડીવાદનો ખોરાક છે. તમે એ છોડી દેજો.

"આપણે સમાજવાદ ફેલાવવા–સજીવન કરવા ઇચ્છીએ છીએ એ કેવળ તમારી વધારે કમાણી ખાતરજ નહિ. વધારે પગાર મેળવી લેવામાંજ બધી શોભા સમાઇ જાય છે એમ તમે ન સમજતા............આપણે સમાજવાદને સારૂ મથી રહ્યા છીએ કારણ કે આપણે પ્રજાજીવનમાં–સમાજ જીવનમાં આજે પેસી ગયલો સડો મિટાવવા માંગીએ છિએ.

"આમ કરવામાં આપણે પશુબળનો ઉપયોગ તો નથીજ કરતા. મૂડીવાદો આપણે જીતી લઇને મિટાવવો છે.

આમાં તમારી મદદની ભારે જરૂર છે. તમારી સાચી સમજની બહુ આવશ્યકતા છે.

"મૂડીવાદને નમાવતાં પહેલાં આપણે આપણી જાતને સુધારી લેવી બહુ જરૂરની છે. તમારી દશા આજે બહુ દુર્બળ છે. અનેક વ્યસનો, કેટલીયે નબળાઇઓએ આજે તમને ઘેરી લીધા છે. આવી દશામાં તમે તમારા માલીકોને નથી નમાવી શકવાના. તમારાં અંતરબળનાં ઉગ્ર તેજ મૂડીવાદથી નહિ રહેવાય એ મારૂં તમને વચન છે. તમારાં આળસની, તમારી ચોરીની માલીકો આજે ફરિયાદ કરી રહ્યા છે. આ વાત સુધારવી જોઇએ ...........

"મહાજન મંડળો આપણે જ્યાં જ્યાં સ્થાપ્યાં છે ત્યાં ત્યાં તેને મજબૂત કરવાં જોઇએ અને નથી ત્યાં સ્થાપવાં જોઇએ...... તમારા માલીકોના વાંક વિચારી તમે ગુસ્સે થઇ તોફાને ચઢવા કરતાં ગુસ્સો ગળી જઇ અંતર દૃઢ કરજો. તમારી દૃઢતા આગળ; લાયકાત સામે મૂડીવાદની સાંકળો તૂટી જશે. અહિંસા અને આત્મસુધારણા આપણને વિજય અપાવશે એ નિશ્ચિત છે...... મૂડીવાદ અને સમાજવાદ બંને આજે ભારે વમળમાં વીંટાઇ રહ્યા છે એ નિશ્ચિત છે. આપણા પલ્લાંમાં ન્યાય છે; આપણા પક્ષમાં પ્રભુ છે. મૂડીવાદને સુવાડી મુકવાને તો આપણે ખડાજ છિએ. એકજ વાત જરૂરની છે: તમારી સંપૂર્ણ તૈયારી. કામદારો! તમે જાગી ઉઠજો! સોનાની પળો સરતી જાય છે!"

# પ્રકરણ ૧૧ મું



## મૂડીવાદને વંટોળિયે

"તરલિકા ! ગઇ કાલે મારે બોરીવલીની ગુફાઓ જોવા જવાનું થયું હતું. અમે ગયા ત્યાં માધવદાસ શેઠ ઓચિંતા મળી ગયા. ખરેખર તરલિકા ! સર્વદમન માટે હું શું કહું ? તને એકાદ પૃથ્વીપતિની પત્નિ કરવા કરતાં સર્વદમનની કરવી હું વધારે ઉચિત ગણું છું. તરલિકા ! તને મારી આ સલાહ છે; મારો આ મનોરથ છે," મારા પિતાએ એક દિવસ મને કહ્યું.

અને મેં ઉતર આપ્યો: "બાપુ ! તમારી વાત હું નથી સમજતી. તમે શું કહેવા માગો છો ?"

"હું કહેવા માગું છું કે આપણી આસપાસ પથરાઇ રહેલું અલ્પજનધિપત્ય (Oligarchy) આજે આપણને કચડી નાંખવા બેઠું છે. અહા ! મૂડીવાદના કાવાદાવા ! પ્રભુ બચાવે ! તરલિકા ! માધવદાસને મારા તરફ અંતરમાં દ્વેષ જાગ્યો છે – મને વિદ્યાપીઠમાંથી છૂટો કરાવ્યો છે – છતાંયે હજુ આજે મને એમ કહેવા ઉભા થઇ રહ્યા છે કે મને તે વિદ્યાપીઠમાં ફરીથી જોવા ઝંખી રહ્યા છે ! તે મને કહે છે કે સર્વદમનનો સંગ તમે છોડી દો. અને તે મને કહે છે કે એ સમાજવાદીને તો અમારે કચડયેજ છૂટકો છે ! કોઇપણ સમાજવાદી અમારી આંખનું કણું છે. તરલિકા !............" મારા પિતા આગળ ન બોલ્યા અને ગુસ્સાના ભારે આવેશમાં બહાર ચાલ્યા ગયા.

મને મારા સર્વદને સોંપવાની પિતાની ઇચ્છા જાણ્યા પછી તો હું કોઇ અનેરાં સુખ સ્વર્ગમાં મ્હાલી રહી. મારી કલ્પનામાં અમારાં ભાવિ જીવનનાં કેટલાંય મનોહર ચિત્રો મેં ચીતરી લીધાં. ચેતનભર્યાં જીવનના થોડાક ચમકાર મેં તે દિવસે અનુભવ્યા. સર્વદમન સાંજે અમારે ત્યાં આવ્યા અને તુરતજ મારાં મનમંદિરનાં દ્વારો ઉઘાડી અંદર રહેલી પિતાની વાતનાં મેં તેમને દર્શન કરાવ્યાં.

સર્વદમને એટલોજ ઉત્તર આપ્યો: "આપણે ત્યારે પરણીશું શું?"

• • • • •

આ જગ્યાએ બે ત્રણ બીજી વાતો પણ કહી દેવી જરૂરની છે; અને તે થોડા શબ્દોમાં કહી દઉં. મારા પિતા સર્વદમનનો સંગ નથી છોડતા એમ મૂડીવાદે સર્વાંશે સમજી લીધું ત્યારે – માધવદાસની મારા પિતાની ખાસ મુલાકાત પછી – અમને કચડી નાંખવાના યત્નો ખેલડાવાયા.

એક મીલનો વાર્ષિક નફો વહેંચાયો. મારા પિતા આ મીલના શેર-ધારી હતા. આ વ્યાજ અથવા નફો બધાને મળ્યો પણ અમને ન મળ્યો! મારા પિતાએ એજન્ટને ત્યાં ફરિયાદ નોંધાવી. જવાબ મળ્યો: "તમે આ મીલના શેર–ધારી હો એવું અમારે દફતરેથી જણાઇ નથી શકાતું!" બીજે દિવસે મારા પિતાએ પોતાના શેરદલાલને બોલાવી પોતે તેમને ત્યાં રાખેલા એ મીલના શેરો સાબીતી માટે રજૂ કરવા માંગ્યા. આવતી કાલે આપી જવાની વાત કહી દલાલ ચાલ્યો ગયો...

તેજ સાંજે માધવદાસ શેઠને ગાળો આપવા ખાતર અને તેમની બદનામી કરવાના આરોપસર મારા પિતાશ્રી પકડાયા ! વાત અદાલતે ચઢી. અદાલતે ન્યાય આપ્યો: "કુમારદેવનું મગજ ખસી ગયું જણાય છે. અદાલતે આ વાતમાં પૂરતી તપાસ કરી જોઇ છે. અદાલત ફરમાવે છે કે કુમારદેવને ગાંડાની ઇસ્પીતાલમાં રાખવા."...........અને મારા પિતા મારાથી વિખુટા પડયા.

આ બધા બનાવો મારાપર આકાશમાંથી પડતી વિજળીની માફક પડયા. મારાં આ દુ:ખને સમયે સર્વદમનની આશાએ – તેમની હુંફેજ હું જીવી રહી હતી.

હું અને સર્વદમન દરેક રવિવારે મારા પિતાને મળવા ઇસ્પીતાલમાં જતા ત્યારે એ મારી સાથે કેટલીયે ગંભીર વાતો કરતા. મૂડીવાદે તેમને કેદી બનાવ્યા છે એ વાત તો એ કદિ પણ કરવી નહોતી ભૂલ્યા. તેઓ ગાંડા નહોતા છતાંયે ગાંડાની ઇસ્પીતાલમાં હતા – અથવા રાખવામાં આવ્યા હતા !

મારા પિતાની બધી દોલત કાગળના કટકાઓમાં હતી. તેનું શું થયું એની મને આજ સુધીયે ખરી ખબર નથી પડી ! ત્રણ માસ પછી મારા પિતા ગાંડાની ઇસ્પીતાલમાંથી મુક્ત થઇને આવ્યા ત્યાર પછી બે ત્રણ દિવસે તેમણે મને કહ્યું: ' તરલિકા ! આપણા કાગળના ટૂકડાઓ મૂડીવાદનાં વાવા-ઝોડાંમાં ઉડી ગયા છે ! આપણે હવે નિર્ધન છીએ !"

બીજા થોડા દિવસ પછી અમે મુંબઇનાં એક પરામાં રહેવા ગયા. જે વાત માટે હું ઝંખ્યા કરતી હતી એ હવે થઇ ગઇ હતી – કહો કે સર્વદમનને હું પરણી ચૂકી હતી.

મારા પતિદેવને—મારા વ્હાલા સર્વને સર્વ પ્રકારે સુખી કરવાના મારા મોંઘા મનોરથોમાં હું મશગુલ રહેતી. મારા સર્વદમન પારકાને માટે – સમાજવાદનાં પ્રાકટ્યને ખાતર પોતાનું સર્વકાંઇ ખરચી રહ્યા હતા ત્યાં મારાથી તેમના યત્નો તરફ પ્રમાદ કેમ સેવાય?

તેમનાં પ્રત્યેક કાર્યોમાં નિષ્કામ કર્મયોગની ઝલક ભરી હતી; તેમના બોલે બોલે મર્દાનગીનાં સંગીત ભર્યાં હતાં; તેમનાં પગલે પગલે આત્મબળ અને નિશ્ચયબળની પરાકાષ્ટા આવી રહેતી. જગતને ખાતર તેમણે જીવી બતાવ્યું, જગતને ખાતર તેમણે મરી બતાવ્યું. ભૂત અને ભવિષ્યની વાતોમાં તેમને રસ નહોતો અથવા તે માટે તેમને ઓછી પરવા હતી. વર્તમાન એ તેમનું સર્વસ્વ હતું.

તેમનું જીવન મહાકાર્યના એક વહેતા ઝરા સમાન હતું પોતાની કાર્યપ્રણાલિકાની આડે આવતા મુશ્કેલીના પહાડો તેમને તુચ્છ ભાસતા. મારા તેમની સાથેના આટલા સહવાસ દરમ્યાન તેમને પાંચ કલાકથી વધુ વખત સૂતા મેં નથી જોયા. સમાજવાદી છાપાં અને છાપખાનાંઓને દબાવી દેવામાં આવ્યા એટલે એમની એ દ્વારા થતી ઉપજપર પણ કાપ પડયા. અમારે જીવનની જરૂરીયાતોના વાંધા પડવા લાગ્યા.

* * * * *

આવાં અમારાં જીવનમાંયે કેટલીય ગુપ્ત પળો અમે ભાગી લેતાં. પ્રેમગોષ્ટિ કરી લેતા. દંપતિ સુખના મીઠા લ્હાવા લઇ લેતા. સર્વદમનનાં સુખ સંભારણાં મારે મન પરમ પવિત્ર છે.

# પ્રકરણ ૧૨ મું

:———————:

## સુધારાનો સાર!

હવે હું થોડીક ગુરૂદેવની વાત કરી લઉં. હવેલીમાંનાં તેઓશ્રીનાં ભાષણ પછી તેઓના ભક્તોને તેઓશ્રીપર અણગમો ઉપજ્યો. ગુરૂદેવના પદપરથી તેઓશ્રીને ઉખેડી નાંખવાના યત્નો પણ આરંભાયા. પણ હવેલીમાં અને હવેલીની ગાદીમાં ગુરૂદેવનો મોહ હવે નષ્ટ થઇ ચૂકયો હતો અને પોતાના ભક્તોના પ્રયાસની તેમને જાણ થતાં તેઓ કાશી ચાલ્યા ગયા.

પોતાનાં ભાષણો દ્વારા તેઓ પ્રજામત કેળવવા લાગ્યા અને પ્રજાપર તેમનો કાબુ વધતો જોઇ સરકારે તેઓશ્રીને કાશીમાં પરહેજ કર્યા! સામાન્ય જનતામાં આને અંગે ભારે રોષ ફેલાઇ રહ્યો. પરંતુ તેઓશ્રીને ખાસ કેદી તરીકે રાખવાના વર્તમાન જાણી પ્રજાનો રોષ સ્હેજ શાંત પડયો!

ગુરૂદેવના કારાવાસની મને ખબર પડતાં મેં ગુરૂદેવને મળવા જવાની મારી ઇચ્છા અધિકારીઓને પ્રદર્શિત કરી પરતું પરવાનગી ન મળી. સર્વદમનને મેં કહ્યું:

" અરેરે આપણા સંસારના રાહ કેવા ન્યારા છે? મૂઠી ભર માણસોની ઇચ્છાનુસાર પ્રભુના પ્રતિનિધિને પણ બંદીખાને પૂરી શકાય છે! ગઇ કાલના ગુરૂદેવ આજે સરકારનાં બંદીખાનાના બંદીવાન થઇ રહ્યા છે!"

સર્વદમને કેવળ એક ઉંડો નિઃશ્વાસજ નાંખી લીધો. મારા મનમાં તો કેટલાયે ઘોડા ઘડાવા લાગ્યા. ગુરૂદેવનું જ્ઞાન, તેમની ગુરૂતા, તેમનું પ્રભુત્વ કાંઇ પણ તેમને કેદનાં પાંજરાંમાંથી બચાવી શકે એમ નહોતું! ગુરૂદેવના કારાવાસનાં મૂળ તેમના મૂડીવાદના વિરોધમાં, તેમનાં સત્યોપદેશમાં હતાં. ગુરૂદેવને પકડી રાખનાર સરકાર અથવા તો સમાજ આ દુનિયાના પડપરથી ઉખડી જવાનેજ લાયક હતા. અને એ સમય પણ આવી રહ્યો છે એવી અચળ શ્રદ્ધાએ હું જીવવા લાગી.

ગુરૂદેવને કારાવાસમાં હજુતો એકાદ માસ પણ ભાગ્યેજ થયો હશે એટલામાં કંઇ અભેદ ઘટનાનુસાર શાહી ઢંઢેરો સંભળાયો. સર્વ રાજદ્વારી કેદીઓ છૂટી ગયા અને ગુરૂદેવ પણ છૂટી ગયા. અમે બધા આતુર હૃદયે ગુરૂદેવનાં આગમનની રાહ જોઇ રહ્યા; પણ ગુરૂદેવ તો ન આવ્યા. થોડા દિવસો બાદ પાકે પાયે ખબર પડી કે કારાવાસમાંથી મુક્ત થયા બાદ ગુરૂદેવ કોઇ અગમ્ય સ્થળે ગમન કરી ગયા છે! સમય નદ તો ઝપાટાભેર વહ્યો જાય અને ગુરૂદેવ અમારા સ્મૃતિપટપરથીયે લગભગ ખસી જવા આવ્યા!

હિંદુસ્તાનની જનતાને મૂડીવાદની ધૂસરીના ભારનું ભાન કરાવવાને, તેનામાં નવચેતન પૂરવાને, જાગૃતિ જગાવવાને સર્વદમને દેશયાત્રા કરવા ધાર્યું. આ યાત્રાર્થે નીકળેલા અમે હું અને સર્વદ – લખનૌ અને નૈનિતાલ વચ્ચેનાં પીલીભીટ નામક શહેરમાં આવી પહોંચ્યાં. પીલીભીટમાં અમારે પાંચ દિવસ રહેવાનું હતું. અમારો ઉતારો બાબુ શેઠની ધર્મશાળામાં

હતો. સ્હવારની કડકડતી ઠંડીમાં બ્હારને ઓટલે હું દાતણ કરતી બેઠી હતી ત્યાં સામેની શેરીમાંથી એક માણસ આવતો મેં જોયો. આ પુરૂષનું શરીર એક ધાબળામાં સમેટાયું હતું. તે ધ્રૂજતો હતો. સુંદર રૂપેરી દાઢીમાં તેનું મુખારવિંદ છુપાયલું હતું. મારી પાસેથી તે પસાર થયો. તેની કપાળ પરની કરચલીઓ અને માથાંપરનાં વાળનાં ગુંચળાંએ મારી સ્મૃતિનાં નીર હલાવી મૂક્યાં. સીનેમાના પડદાપરનાં ચિત્રોની માફક ક્ષણવારમાં મારા સ્મૃતિપટપરથી ભૂતકાળનાં કેટલાંય ચિત્રો પસાર થયાં; મારા ગુરૂદેવને મેં ઓળખી લીધા. પાછળ જઇ, પકડી, તેમને પગે પડી.

તેઓશ્રીએ મને તત્કાળ ઓળખી લીધી અને કહ્યું:

"તરલિકા! તમે અહીં? પણ અત્યારે જરાય વાત કરવાનો વખત નથી. મારે જવું જ જોઇએ. તમે આ ધર્મશાળામાં છોને? વારૂ, હું તમને હમણાંજ અહિં પાછો આવી મળી જાઉં છું પરંતુ અત્યારે તો જવાજ દો. આ બટેટા ..........."

"પણ ગુરૂદેવ! આપનાં કાર્યમાં આપને હું પણ મદદગાર થવા ઇચ્છું છું. કહોતો ખરા શું છે? ગુરૂદેવ! સર્વદમન પણ અહીંજ છે."

"બહુ સારૂં. પણ અત્યારે તો ક્ષણ વાર પણ ઢીલ નથી કરી શકાતી. બિચારી બહુ ભયંકર હાલતમાં છે. તરલિકા! હમણાં તો મને જવાજ દો."

આટલી વાત અમે કરી રહ્યા હતા એટલામાં તો સર્વદમન પણ આવી પહોંચ્યા. ગુરૂદેવને જોતા તેમને પણ મારી માફક

અનહદ આશ્ચર્ય ઉપજ્યું. ગુરૂદેવને એ નમન કરી આશ્ચર્ય ચકિત ઉભા રહ્યા એટલામાં મેં ગુરૂદેવને કહ્યું:

"ગુરૂદેવ! આપની બધી વાત સાચી છે; પરંતુ હું જ આપની સાથે આવું તો આપને શો વાંધો છે? દુઃખીની સેવાનું થોડું ઘણું સદ્ભાગ્ય મને પણ ભોગવી લેવા દો. કહો આપ ક્યાં જઇ રહ્યા છો?"

"ચાલો ત્યારે; સમય ગુમાવ્યો નહિ પાલવે," ગુરૂદેવે કહ્યું અને સર્વદમનની રજા લઇ હું ગુરૂદેવ સાથે ચાલી ગઇ.

એ નાની ઓરડીમાં એક ફાટયાતૂટયા ગોદડીના કટકાપર એક પાંસઠ વર્ષની વૃદ્ધા મેં જોઇ. તેનું શરીર સહેજ ગરમ હતું. નબળાઇ સીવાય બીજી ખાસ માંદગી મને ન જણાઇ. ઓરડીમાં અજવાળાનો બહુ અભાવ હતો. સૂર્યનાં જે બે પાંચ કિરણો અહીં આવી રહ્યાં હતાં તેના પ્રકાશમાં હું ઓરડીનું અવલોકન કરી રહી, વૃદ્ધાના ચ્હેરાપર મહાકષ્ટની જે ઉંડી છાપ પડી હતી તેનું વર્ણન કરવાની મારામાં શક્તિજ નથી. આટલું છતાંયે ગુરૂદેવે વર્ણવેલી તેની ભયંકર હાલતમાં શું હતું એનો ખ્યાલ તો મને ન આવ્યો.

"પોતાની પાસેના બટાટાનો ખૂણામાં ઢગલો કરી ગુરૂદેવ કાંઇક કામે બહાર ગયા અને વૃદ્ધા મારી સાથે વાતે વળગી. તેણે પોતાની ભાંગીતૂટી હિંદી જબાનમાં મને કરેલી વાતનો સાર આ રહ્યો:

"બ્હેન! મને તો તમે અજાણ્યાં છો, મને ખબર છે કે મારે ઝૂંપડે આવનાર કાં તો મારાં દુઃખ નિવારણ માટે

આવે છે અથવા તો મારી દીકરીની આબરૂ ખરીદવા આવે છે! તમને આ વાત અજબ લાગશે પરંતુ આ આશ્ચર્યની વાત નથી – કલ્પનાની કથા નથી. આ તો એક સાદી સત્ય વાર્તા છે! બ્હેન! અમારાં દુઃખીનાં દુઃખો આ દુનિયાના સુખી માણસો નથી સમજતા! એઓ જો અમારાં વીતક પિછાનતા હોય તો અમારાં દર્દો ઓછાં થાય; અદ્રશ્ય થાય.

" મારી વાત તમારે સાંભળવી છે? ન સાંભળવી હોય તોયે હું કહેવા ઇચ્છું છું. મારા દિલનો ભાર હલકો થશે, તમને જાણવાનું મળશે. આ શહેરનાજ અમે રહેવાશી છીએ. આજકાલના સુધારાએ ગામ ગામડાં તોડી મોટાં શહેરો વસાવ્યાં ત્યારથી અમારાં જેવા લોકોના ભોગ લાગ્યા. અમારાં ઘરને ટાઢે બાંયે અમે અમારો રોટલો રળી લેતાં એમાં મીલો જામતાં, ખેતી તૂટી પડતાં, અમારા ભોગ લાગ્યા. અમે ધર્મભ્રષ્ટ થયા. પણ આ બધી વાતો હું તમારી આગળ કયાં ઉખેડવા બેસું? અમે અમારૂં ગામ છોડી ગુજરાન કાજે લખનૌની એક મીલમાં ગયાં. મારો ધણી ત્યાં મજૂરીયે રહ્યો. હું પણ મજુરણ બની. લખનૌમાં અમારે પેટે એક દીકરી પડી. આ વીશેક વર્ષોની વાત છે. લખનૌમાં અમે અમારા દિવસો ગુજારી રહ્યા હતા ત્યાં મીલના સંચાએ મારા ધણીનો ભોગ લીધો. હું વિધવા થઇ. મીલ ઉપરથી મારૂં મન ઉઠી ગયું. એકની એક મારી દીકરીને લઇને હું અહીં અમારે ઘેર પાછી આવી. મારા ગુજરાનનું કાંઇ સાધન નહતું એટલે મારા મામાયે અમારૂં ઝુંપડું વેચી નાખ્યું. એંશી રૂપિયે વેચાયું. આ રૂપિયા આવ્યા

એટલામાં હું માંદી પડી. મારો મંદવાડ દિનપ્રતિદિન વધવાજ લાગ્યો. મારા મામાયે આઠ આના ખર્ચી મને વૈદને બતાવી. મીલની ધૂળ, રજી અને ધુમાડો ખાઇ મને ભારે રોગ થઇ ગયો હતો એમ વૈદે કહ્યું. અરે ભગવાન ! બળી એ મીલ ! અને બળ્યાં મારાં નશીબ ! બ્હેન ! મારાં કર્મની કથા હું કો'ને કહું ! મારી એકની એક દીકરી એ મારૂં સર્વસ્વ. માંદગી દરમ્યાન કેટલીક વેળા મને આ દુનિયામાંથી આપઘાત કરી છૂટી જવાના વિચારો થયલા પણ 'હું મરૂં તો મારી દીકરીનું કોણ?' એ વિચારે આપઘાત કરી છૂટવાનું હું માંડી વાળતી.

" આ દુનિયાના તડકા છાંયડા જોવા હશે તે હું પાંચ છ માસની બિમારી ભોગવી સાજી થઇ. અહીંના એક કોપરાંના વેપારીને ત્યાં મેં નોકરી લીધી. ઘરમાં વાસીદાં વાળું; ઠામ વાસણ માંજું. માસને અઢિ રૂપીઆનો પગાર આપે; વધ્યું ઘટયું ખાવાનું આપે. ઘંટી ફેરવીને હું બે પૈસા કમાઇ શકત પરંતુ મીલની મજૂરીયે મારાં શરીરનો સત્યાનાશ વાળ્યો હતો એટલે ઘંટીના પડ વચ્ચે પૈસા પકાવવાનું સામર્થ્ય તો મારામાંથી હણાઇ ચુકયું હતું.

" આમ મરવાને વાંકે જીવતાં જીવતાં વરસો વીતતાં આવ્યાં અને મારી ગોમતી અઢાર વર્ષની થઇ. ગોમતી એટલે ગોમતીજ. બાપુ ! તેને જોઇને તો આંખ ઠરે. મારી ગમે તેવી ગરીબીમાં પણ મારાં એ રત્નને મેં જીવસટોસટ જાળવી રાખ્યું છે.

" આ સમયે એક દિવસે મને તાવ આવ્યો; સખ્ત તાવ આવ્યો. ગોમતી અમારી સામેની શેરીમાં મારે માટે વૈદને ત્યાં તાવની ગોળી લેવા ગઇ. મારી ગોમતી—બ્હેન ! મારી ગોમતી ગઇ તે ............ "

# પ્રકરણ ૧૩ મું

—:•:—

## શરમની વાત !

વૃદ્ધા આગળ બોલવા જતી હતી એટલામાં ગુરૂદેવ આવ્યા અને અમારી વાત અટકી પડી. આ વૃદ્ધાની વાતે મારૂં હૃદય ઉભરાઇ રહ્યું હતું અને ગુરૂદેવના ખભા પર લાકડાંની નાની ભારી જોઇ મારાં મનપર કાંઇ અકથ્ય ભાવો ફરી ગયા...... અને મારી આંખમાંથી આંસુઓ ચાલ્યાં ગુરૂદેવ લાકડાંની ભારી એક ખૂણામાં છોડવા બેઠા અને મારૂં રૂદન છુપાવવા હું પાછળની ઓસરીમાં ચાલી ગઇ. ઓસરીના એક છેડાપર એક ઓગણીસ વીશ વર્ષની સુંદર યુવતિને મેં અશ્રૂઓ ખેરવતી જોઇ.

એને જોતાંજ મારી અશ્રૂધારા અટકી ગઇ. આવી સુંદર યુવતિ ! અને તે અહિં ! આ નિર્ધનને આંગણે ! મને આશ્ચર્ય-મૂઢ ઉભેલી જોઇ એ યુવતિએ મને આંગળાંને ઇશારે પોતાની પાસે બોલાવી. હું તેની પાસે બેઠી અને તેણે શરૂં કર્યું:

"તરલિકા બ્હેન ! તમારૂં નામ મને ગુરૂદેવે કહ્યું છે. ગુરૂદેવની કથાની તો અમને ખબર છે: તમારી વાતની મને એકલીનેજ હમણાંજ ખબર પડી છે. બ્હેન ! આ અસાર સંસારનાં અવળાંસવળાં વહનની તમને શી વાત કરૂં ? મારી માએ તમને કરેલી વાતો મેં અહિં બેસી સાંભળી છે; અને એ વાત પરજ મારાં આંસુઓ વહી રહ્યાં છે. શું કરીએ

બ્હેન ! ભાગ્યચક્રના ફેરામાં અટવાયા કરીએ છીએ ! ઠીક - પણ મારા કર્મની કથા તો સાંભળી લ્યો.

"હું મારી માને માટે દવા લેવા નીકળી ત્યારે સંધ્યાનો સૂર્ય આથમી રહ્યો હતો. વૈદને ત્યાં મને જરા વાર લાગી તેમાં અંધારૂં થયું. વૈદનું ઘર વટાવી હું અમારી શેરીમાં આવી અને પાછળથી કોઇયે મારા મ્હોંયે ડુચો માર્યો. તુરતજ મને ઉપાડી એક એક્કામાં નાંખી, મારી નાસિકા આગળ મને ઉપાડનાર રાક્ષસે કાંઇ દવા ધરી. આ પછી હું બેભાન થઇ............પ્રભાતના આછાં કિરણો ફુટયાં; મને જાગૃતિ આવી—અને હું આગગાડીમાં હતી ! આગગાડીના એક બીજા વર્ગના ડબ્બામાં અમે બંને એકલાં ! મને ઉપાડી લેનાર એ મજબૂત બાંધાના નરાધમને હું કાંઇ પણ કહું એ પહેલાં તો એ બોલી ઉઠયો 'છોકરી ! પ્રભુએ તને આપેલું સૌંદર્ય ત્યારે વેડફી નાંખવું છે ? તું એક મજૂરણની દીકરી હોઇ શકે કે કેમ એ પણ એક સવાલ છે ! પણ તેની હવે શી પરવા ? જો ! તારે માટે હવે સોનાના દિવસો ઉગ્યા છે. તારી ગરીબી - તારી ગુલામી હવે નષ્ટ થઇ છે. છોકરી ! તારા જેવું પંખી મેં કયાંયે નથી નિહાળ્યું ! અરે ખુદા ! ઠીક થયું તે હું પીલીભીટ આવ્યો ! તારી પાછળ હું પંદર દિવસો થયા રખડી રહ્યો હતો ! ગભરાઇશ નહિ છોકરી ! એ તો મેં તને ઘેનની દવા આપી હતી. હવે તો તને ઠીક છેને ? જો ! તારે માટે આ આગગાડીમાં ઘણાય પૈસા આપીને કેવો સુંદર ખાસ ડબ્બો જોડવ્યો છે ? અને જો ! તારાં જૂનાં કપડાં પણ કયાં ગયાં ?

"આમ કહી એ આદમીએ મારૂં ઓઢવાનું ખેંચી લીધું ! અત્યાર સૂધી તો હું હજુ આ માણસને સાંભળતી આશ્ચર્યમાં પડી રહી હતી એટલે મને કાંઇયે ખબર નહતી પરંતુ હવેજ મેં જોયું કે મને ઉપાડી લાવનારે મારાં વસ્ત્રો બદલી નાંખ્યાં હતાં! આગગાડી તો વાયુ વેગે આગળને આગળ વધીજ રહી હતી. બીક અને શરમના માર્યાં હું મારી જગ્યાએ થંભીજ રહી હતી એટલામાં એ મારો લૂંટારો ઉભો થયો, મારી પાસે......

"તરલિકા બ્હેન ! મારી વાત હું શું કરૂં ? અમને – અમારી જાતને શરમ છે; હજારો વાર શરમ છે ! અરે, પણ એમ નહિં ! ભૂલી ગઇ. બ્હેન ! અમને મળેલા આ ગુરૂદેવે અમને શીખવાડયું છે કે અમારી આ દશામાં અમારા કરતાં તમારી – તમારા અમારી પ્રત્યે બેદરકાર શિક્ષિત સમાજની અનેક શરમો ભરી પડી છે.

"ઠીક પણ અત્યારે તો મારે તમને મારી વાતજ કહી દેવી રહી છે. આગગાડીમાં અનેકાનેક ચેષ્ટાઓ કરતો પેલો લૂંટારો મને રીઝવવાને ખૂબ યત્ન કરતો. પણ મને તો મારી માજ સાંભર્યાં કરતી હતી. અમે મુંબઇ પહોંચ્યા, મને ગીરગામ પરના એક માળાના ચોથા મજલાપરની એક ઓરડીમાં રાખવામાં આવી. અહીં મારા જેવી એક બીજી યુવતિ, બે પઠાણો, એક આધેડ બાઇ અને એક મારો લૂંટારો; એટલા હતા. મને ઉપાડી લાવનાર બદમાશની હું કોઇને ફરિયાદ કરૂં ? હું બૂમ પાડૂં ? મરી જાઉં ? શું કરૂં ? કેટલાય વિચારો મને થયા કરતા હતા; પણ હું નિરૂપાય હતી.

" મુંબઇમાં અમે આવ્યા તેજ સાંજે મને કહી દેવામાં આવ્યું: ' છોકરો ! અમે તને ઉપાડી લાવ્યા છીએ ! તારાપર અમારાં – અને તારાં – ગુજરાનનો આધાર છે. તને ભગવાને આપેલો સુંદર દેહ સાચવીને તું શું કરવાની છે ? અને વેશ્યાના ધંધામાં આજકાલ ઓછું સારૂં તો નથીજ. છોકરી ! તારૂં નામ અમે સુંદરી રાખીએ છીએ. અમે તને એ નામે બોલાવીશું. તું પણ હવે તને એ નામેજ ઓળખાવજે. અહીંથી જવાના ફાંફાં મારીશ ના. કોણ છૂટ્યું છે તે તું છટકીશ ? સુંદરી ! તારૂં શરીર અમને મોકળાં મને સોંપી દે ! પછી જોઇ લે તારો અને અમારો ઉદ્ધાર !'

" તરલિકા બ્હેન ! તે સાંજથી હું વેશ્યા બની ! બહુ બહુ જોયું ; ખૂબ જાણ્યું ; ઘણું ભોગવ્યું. બ્હેન ! એ જીવન થોડાજ દિવસોમાં ' સદી ' ગયું. એકજ વાતનું મને દુઃખ હતુ અને તે મારી માતાનો વિયોગ. પહોરે પહોરના અવનવા પોષાકો ; પ્રત્યેક રજનીના રંગરાગો : અનેકાનેક અત્તર સુગંધીઓમાં : મદ્યપાનની મહામસ્તીમાં હું રસબોળ થઇ રહી હોઉં – પણ, મારી માતા મને યાદ આવે એટલે મારા અંતરે દારૂણ દુઃખ પ્રકટી ઉઠે ! ...............

"મેં મારી માતાને ભૂલવાને યત્નોયે કરી જોયા પણ વ્યર્થ ! અને હું તો મારા લૂટારાને ત્યાં જૂની થઇ ગઇ ! તેને મારાપર થોડો ઘણો વિશ્વાસ પણ પડવા લાગ્યો ! એક દિવસે સાંજે આવી મારા પલંગના ગાદલાં નીચે તેણે પોતાની પૈસાની પાકીટ મૂકી. મેં એ જોયું અને મારાં મનમાં કેટલાયે ઘોડાઓ

ઘડાઇ ગયા.........તે રાત્રિ મેં ભારે વિચારો વચ્ચે વીતાવી, પરોઢિયે પાકીટ લઇ જોયું તો રૂપિયા એકસોને ત્રણ. મારી જીંદગીમાં આ પહેલીજ વખતે પ્રભુનું નામ લઇ હું મારૂં વેશ્યાગૃહ ત્યાગી નીકળી !............... પીલીભીટ આવી. મારી માતાનાં દુઃખનો તો પારજ નહતો. મારી કથાએ તેને વધુ દુઃખી કરી મૂકી. પણ અમે આખરેય મળ્યા એ અમારે માટે મહાન દિલાસો હતો !

"મને મારી માના વિયોગ નડતો હતો – સાલતો હતો એ વાત સાચી પરંતુ મને મારાં વેશ્યા–જીવનપર એટલો ખાસ કંટાળો નહોતો ઉપજ્યો. અને અમને પૈસાની પીડા જણાવા લાગી અને ઓછામાં પુરૂં મારી માની માંદગી આવી એટલે મારો બહોળાપાયાપરનો મુંબઇનો ધંધો મેં અતિ સંકુચિત પાયાપર અહીં આરંભ્યો. મારી માને પોતાની માંદગીમાંજ મારાપર શંકા આવેલી પણ પેટના પોકારે સર્વ કાંઇ ચાલવા દીધું !

"બ્હેન ! આજ સુધી એમ આત્મહત્યા કરી ચુકી છું !...... એવામાં આ સાધુનો સમાગમ થયો છે. તેમના સદુપદેશ પછી મારાં કુટિલ જીવન પ્રત્યે મને ધિક્કાર વરસ્યો છે. પણ બ્હેન ! મારા પેટનો પોકાર હું શી રીતે સમાવી શકવાની ? અને......"

ગોમતી આટલાં વચનો કહી રડી પડી. મારી આંખમાંયે આંસુઓ આવ્યાં. મને થયું: "પ્રભુ ! અમારા સમાજમાં કેટલી ગોમતીઓ આજે જીવી રહી હશે ? અને તેને માટે જવાબદાર કોણ પાપી કોણ ?

એટલામાં ગુરૂદેવ આવ્યા. અમે બંને અમારા ઉતારે ગયા. અમે પરસ્પર વાતો કરી ભૂતકાળને વર્તમાન સાથે સાંધી દીધો અને ગુરૂદેવે કહ્યું:

"તરલિકા ! સર્વદમન ! જીવનના લ્હાવા તમારા ગુરૂદેવ હવેજ લઇ રહ્યા છે. અને તરલિકા ! સાંભળીને પેલા ગોમતીની વાતો ? આજનો સમાજ આ સ્થિતિને દુનિયાની કાળી બાજુ લેખી રહ્યો છે. આજનો અધમ સમાજ આવી આવી પોતની વચ્ચેની અધમતાની વાતો કરતાંયે અભડાય છે ! આ સ્થિતિ નહિ ચાલે. મને તો લાગે છે તરલિકા ! કે આપણા સમાજની અંદરના આવા સડા વખત જતાં આખાં સમાજશરીરને સડાવી નાંખશે. અને આ બધું પણ સાચેજ પેટને નામે થઇ રહ્યું છે. પણ ગરીબોના રોટલા પૈસાદારો ખાઇ રહ્યા છે ત્યાં ગરીબોનાં પેટના ખાડા કયાંથી પૂરાવાના છે ? હે રામ ! હે નાથ ! સર્વદમન ! મૂડીવાદનો પ્રાણ ક્યારે પૂરો થાય છે ? ............"

# પ્રકરણ ૧૪ મું

## હડતાલ

અમે અમારી દેશયાત્રાએથી પાછા આવ્યા એટલામાં તો અમારા કામદાર ભાઇ બ્હેનોમાં અસંતોષનાં પૂર ચઢી રહ્યાં હતાં. ભૂખનું દુ:ખ તો તેમને હતું જ અને ઓછામાં પૂરૂં સર્વદમનનું જોર સમાવી દેવાના યત્નો મૂડીવાદે પૂર જોસથી આરંભેલા. કામદાર પક્ષનાં વાજીંત્રોપર પણ ઘા થઇ ચુકેલા.

એક બાજુયે અસંતોષની આ આગ સળગી રહી હતી; બીજી બાજૂએ માલમાલીકોએ પોતાને પૂરતી કમાણીને અભાવે મજૂરોના પગારમાં ઘટાડો શરૂ કર્યો. આ વાત મજૂરો વચ્ચે વાયુ વેગે ફેલાઇ અને શું કરવું તેના વિચારમાં તેઓ પડયા.

અમે તુરતજ આ કામમાંજ રોકાયા અને અમારા એક પૈસાદાર સમાજવાદી શેઠ કાશીનાથને બંગલે બધા કામદારોની એક સભા મળી. તે રાત્રે કાશીનાથ શેઠનું વિશાળ ચોગાન હજારો કામદારોથી ઉભરાઇ રહ્યું. પ્રમુખસ્થાનેથી ભાષણ આપતાં સર્વદમને કહ્યું :

“ મૂડી અને મજૂરી વચ્ચે આજે કટોકટીનો સમય ઉપસ્થિત થયો છે. અત્યાર સૂધી તમારામાં – કામદારોનાં પરસેવાનાં ટીપાંએ માલીકોની તિજોરીઓ તર થતી આવી છે. આજે ધંધા જરાતરા પણ ધીરા પડયા છે એટલે આપણા માલીકોને

કર્યેજે ઘા વાગ્યા છે. અને તમારા પગારમાં–તમારી મજૂરીના દરમાં કાપ સૂચવાયો છે! જગતની નજરે ન્યાયનું પલ્લું તમારી બાજુએ નમે છે અને તમારે આખર સુધી અડગ રહી છૂટકો છે. જુઓ, આપણે માલીકોને સમજાવવાને સર્વ પ્રયત્નો કરી ચુકયા છીએ પરંતુ આપણા આ અડગ દિલના માલીકો આગળ આપણો ઉપાય નથી ચાલ્યો. કદાચ આમાં આપણી પણ ખામી હોય. પણ ચિંતા નથી. આપણું આખરનું હથીઆર ચિરંજીવી છે. આપણે હડતાલ પાડી શકીએ છીએ. હડતાલ એ આપણો જમાનાજુનો હક્ક છે. બીજા દેશોમાંયે મજૂરો માલીકોને નમાવવાને આ આખરનો ઉપાય અવાર નવાર લઇ લે છે. ભાઇબંધો! બરોબર આઠ દિવસનીજ વાર છે. માલીકો સાથે આખરની મસલત ચાલી રહી છે અને આ માસની આવતી છેલ્લી તારીખ સુધી માલેકો પોતાનો નિશ્ચય નહિ ફેરવે તો આપણે માટે આખરને ઇલાજ અવશેષ રહેશે ............"

આ સભા પૂરી થઇ એ ક્ષણુથીજ સર્વદમન હડતાલનાં કાર્યમાં ગુંથાઇ રહ્યા. એમને તો ખાત્રીજ હતી કે માલીકો મજૂરોનું કહ્યું નથી કરવાના; અને હડતાલનો સમય આવવાનો છે. પોતાનાં એકાદ કાર્યને માટે ખરેખરા પ્રયત્નો કરી છૂટવા એ કઇ વસ્તુ છે એની મને ત્યારેજ ખબર પડી. સાચેજ, લોકોને જાગૃત કરવા એ સ્હેલ નથી.

પ્રત્યેક રાત્રે મજૂરોની વચમાં હજારોની સંખ્યામાં પત્રિકાઓ વહેંચાવી શરૂ થઇ. આ પત્રિકાઓમાં તે દિવસની

માલેકો સાથેની વાતચિતના આપવા જેવા સમાચાર અને મજૂરો પ્રત્યે નિરનિરાળા સદુપદેશનો સમાવેશ થતો. 'મજૂર મંડળ' નાં 'સ્વયંસેવક મંડળ'ના પ્રત્યેક સભ્યોને નાની નાની ટૂકડીઓમાં વહેંચી નાંખી તેઓ દ્વારા 'વર્તમાન પરિસ્થિતિ,' 'હડતાલ,' 'હડતાલના સમયની ફરજ' વગેરે વાતોનો ઉપદેશ કામદારના જુદાજુદા લત્તાઓમાં ફેલાવાવો શરૂ થયો. કામદારો વચ્ચેનું આ મહત્વનું કાર્ય કરનાર દરેક ટુકડીના એકેએક સભ્યને સર્વદમન તપાસી જોતા; યોગ્ય સૂચનાઓ આપી મૂકતા. કામદારોને કેળવવા સાથે પ્રજામતનો પ્રવાહ પણ મજબૂત કરવાનું એ નહોતા ચુકતા. આખાં શહેરમાં મોટાં મોટાં દિવાલપત્રોદ્વારા મજૂરોની માગણીઓ, તેનું વ્યાજબીપણું, માલીકોનો અન્યાય અને કામદારોના હાથનો છેલ્લો ઉપાય વિગેરે જાહેર કરાયાં. વર્તમાનપત્રોમાંયે ભારે પોકાર પડી રહ્યો.

પણ માલેકો ન નમ્યા તે નજ નમ્યા. 'મજૂર મંડળ,' 'કામદાર સંઘ' વગેરેની યત્કિંચિત સત્તાનોયે મૂડીવાદના મદમાં મસ્ત બનેલા માલીકોએ સ્વીકાર કરવાની સાફ ના સુણાવી. પંચનું તત્વ પણ તેઓએ ન કબુલ્યું. અને પહેલી તારીખ આવી પહોંચી.

ઉષાના આછા પ્રકાશથી રાત્રીનો અંધકાર ભેદાઇ રહ્યો હતો. હજુતો સઘળું સાવ શાંત હતું. મારાં મનમાં મજૂરો-ની તે દિવસે પડનારી હડતાલના વિચારો ઘોરતી હું અર્ધ જાગ્રતાવસ્થામાં કાલીનાથ શેઠના કાલબાદેવી રસ્તા પરનાં

મકાનના બીજા માળના એક શયનગૃહમાં સૂતી હતી—અમે એ વખતે ત્યાંજ રહેતા હતા – એટલામાં કોઇ પલટણનો પગરવ અને બંદૂકોનો ખખડાટ મારે કાને અથડાયો. મેં સર્વદમનને જગાડયા. અમે આ પલટણનાં દર્શન પ્રભાતનાં પ્રથમ પહોરે રસ્તાપરના રવેશમાંથી કરી લીધા અને સર્વદમને કહ્યું. :

" તરલિકા ! આ આપણા માલિકોના મહારથીઓ ! આપણા માલીકો જાણે છે કે આજે એમની મીલોનાં ભૂંગળાઓમાંથી ધુમાડાઓ નથી નીકળવાના. તેઓ જાણે છે કે તેમના કામદારો આજે તેમનાથી વિમુખ થયા છે—રીસાયા છે. પ્રેમનાં બંધનો તો બંધાયાંજ નથી તે પરસ્પર વિશ્વાસ વસે ! અને વિશ્વાસના અભાવ સુધીજ જો વાત અટકી હોય તોયે સારૂં. આમ પણ નથી. તરલિકા ! અહીં તો અવિશ્વાસ છે; વેર છે: ઝેર છે ! આ દશામાં શું થાય? આ હમણાં ગઇ તે પલટણ આપણા માલીકોની મીલોનાં રક્ષણ કરશે ! અરે અરે ! મૂડીવાદીઓને સદ્બુદ્ધિ પ્રભુ કયારે સુઝાડશે ! તરલિકા ! કામદારોપર અન્યાયના કરનારાઓ પોતાનાં મહાલયમાંની સુખશય્યામાં અત્યારે સુઇ રહ્યા હશે ! કામદારો બિચારા આવતી કાલની ચિંતામાં પોતાની ફાટી તૂટી ગોદડીમાં આમતેમ આળોટતા હશે. પણ કાંઇ નહિ તરલિકા ! કામદારો મજબૂત છે, નિર્ભય છે, અડગ છે તો મૂડીવાદને પડયેજ છૂટકો છે."

થોડીવારમાં તો પ્રભાતના બાલસૂર્યનાં કિરણો ફુટી નીકળ્યાં. શહેર આખામાં વાત ફેલાઇ: 'આજે મીલોમાં હડતાલ છે.' તમામ મીલોમાંનું તમામ કામ તે દિવસે બંધ હતું. સર્વ કોઇને થયું કે આટલી મોટી હડતાલ આ પહેલીજ હતી.

અમે વહેલાં સ્હવારથીજ 'કામદાર સંઘ'ની કચેરીમાં જઇ બેઠા. એક પછી એક સ્વયંસેવકો કામદારોના સમાચાર આપવા આવવા લાગ્યા. સર્વદમન સર્વને બારીક સવાલો પૂછી ઝીણી ઝીણી સૂચનાઓ આપવાનું પણ ચુકતા નહી.

એટલામાં તો મજૂરોનાં ટોળેટોળાં ભરાવા લાગ્યાં. સ્વયંસેવકો સઘળો વ્યવહાર શાંતિથી ચલાવવા લાગ્યા, પણ માણસો વધતાજ ગયા અને જરા અવ્યવસ્થા જેવું જણાયું. સર્વદમને મને કહ્યું:

"તરલિકા! આ માણસો અત્યારે કદાચ ક્રોધના ઉભરામાં હશે. સંભવે છે કે તેમની કદાચ છેડ પણ થાય. અને આમ થાય તો વાત બગડે. આટલા ખાતર એમનું મન રોકી રાખવું અગત્યનું છે. મેં એટલા માટે કાલીનાથ શેઠને ટેલીફોન કરી બોલાવી લ્યો. આ ટોળાંને અત્યારે જાહેર સભામાં ફેરવી નાંખવું અતિ અગત્યનું છે."

મેં શેઠને ટેલીફોનથી બોલાવી લીધા; અને સભા શરૂ થઇ. હજારોની એ મહામેદનીમાં કાલીનાથ શેઠની બે પુત્રિઓએ આ ગરબી ગાઇ:

ટેક ન મેલે રે, તે મરદ ખરા જગ માંહી;
ત્રિવિધ તાપે રે, કદિ અંતર ડોલે નહિં.
નિધડક દતે રે, દઢ ધીરજ મન ધારી;
કાળ કર્મની રે, શંકા દેવે વિસારી.
મોડું વહેલું રે, નિશ્ચે કરી એક દિન મરવું;
જગ સુખ સારૂં રે, કે'દિ કાયર મન નવ કરવું.
અંતર પાડી રે, સમજીને સઘળી આંટી;
માથું જાતાં રે, મેલે નહિ નર માટી.
કોઇની શંકા રે, કે'દિ મનમાં નવ ધારે:
બ્રહ્માનંદના રે, વહાલાને પળ ન વિસારે.

ગરબી પૂરી થઇ; કાશીનાથ શેઠે શરૂ કર્યું અને હડતાલિઓમાં કાંઇ તેજ ઝબક્યું. સર્વદમનમાં સંતોષનાં સુખની ધબકતી નાડ મેં તે દિવસ અનુભવી. શેઠના ભાષણનો સાર મારે અહીં આપવોજ જોઇએ. એ આ રહ્યો:

“આજે તમે હડતાલ પાડી છે. ભાઇબંધો! યાદ રાખજો, તમે ભારે જવાબદારી વ્હોરી છે. સર્વદમને આજ સુધી તમારી વચ્ચે રહી તમને જે જે વાતો શીખવી રાખી છે તે યાદ રાખજો. તમે હડતાલ પાડી છે; અમે તમારો સાથ કર્યો છે કારણ કે સત્યની – ન્યાયની બાજૂ તમારી છે. આ સત્યની – ન્યાયની બાજૂને રખેને તમે ઝાંખપ ઓઢાડતા. મરી જજો; જગતમાંથી કામદારોની દુનિયા ઉખડી જજો પણ અસત્ય આચાર નહિ કરતા. તમે જે ઘડિએ તમારા કોપના આવેશમાં કજીયા માંડશો–તોફાન

મચાવશો તે ધાડએ તમે તમારો ધર્મ ખોઇ બેસશો. યાદ રાખજો કે તમારાથી મુંબઇની શાંતિનો ભંગ થશે ત્યારે તમારું કર્યું માટીમાં મળશે. અને શાંતિના ભંગ સાથે તમે અમારો સાથ પણ ખોઇ બેસશો.

"ભાઇઓ! તમારે માટે આ સયંમનો સમય છે. આ સમયમાં તમે તમારાં વ્યસનો છોડી દેજો. તમારી હડતાલ કેટલી લંબાશે એ આપણે નથી જાણતા. આવા સંજોગોમાં તમારી એકેએક પાઇ આપણા ક્રૂર 'કુબેર ભંડારી' ઓ સામે લડવાને જીવવા માટે અન્નનો આખરનો કણ ખરીદી છૂટવા માટે તમે સંઘરી રાખજો. તમારા આગેવાનોના હુકમોને બરાબર માન આપજો. અમે તમારી સાથે છીએ. અમે તમારી ભાગવડમાં છીએ."

---

# પ્રકરણ ૧૫ મું

—:•:—

## પરિણામ !

હડતાલ લંબાઇ. માલીકો અડગ જણાયા. ગમે તે ભોગે પણ આ હડતાલને તોડી નાંખવાનો તેમણે નિશ્ચય કરી લીધો. એક મીલમાલીકે તો સર્વદમનને ત્યાં સુધી પણ કહેલું કે "ડોશી મરી જાય તેની અમને ચિંતા નથી પરંતુ જમ ઘર ભાળી જાય તો તો ભારેજ થાયને?"

હડતાલ લંબાઇ; અને દશા દિવસે દિવસે ચિંતાજનક થવા લાગી. મજૂરો પોતાની પાસેનું સઘળું ખાઇ ચૂક્યા. હજારોને માટે "સંઘ" અને "મંડળ"નાં નાણાં પૂરતા ન હતાં. સર્વદમને એટલા ખાતર પ્રજા આગળ ટોપી ઉતારી. એમણે મદદ માટે પહેલીજ જાહેર સભામાં કહ્યું: "આજે તમારા કામદારો હડતાલપર છે. દિવસે દિવસે વધતી જતી મોંઘવારીમાં અમને—કામદારોને વધુ આપવું તો રહ્યું પણ અમારી જરૂરિયાતો કરતાં—અમારી વ્યાજબી જરૂરિયાતો કરતાં પણ ઓછું ઓછું જે અમને મળી રહ્યું છે તેનાપર પણ આજે કાપ પાડવામાં આવે છે! કયો કામદાર આ વાત સહન કરશે? અમારી મહેનતના ભોગે જે માલેકો મોજમજા માણી રહ્યા છે તેઓની બુદ્ધિ ઠેકાણે લાવવા માટે અમારી પાસે એકજ ઉપાય છે; અને તે હડતાલ.

"મૂડીવાદની આંખ આડે બાઝેલાં મૂડીનાં પડળો આપણે ઉખેડવાં હોય તો સર્વ દિશાએથી તેને મજબૂત લડત આપેજ છૂટકો છે. મૂડીવાદની કૃત્રિમ સૃષ્ટિના મળ ખોદી આપણે સમાજવાદી જગત સ્થાપવાનું છે. પ્રભુનાં સંતાનો સર્વ સરખાં છે. આ જગતમાં લાખો માણુસો ભૂખે મરશે અને મૂડીભર માણુસો માલમલીદા ઉડાવશે? ઇશ્વરની આંખો આ નહિં દેખી શકે. કુદરતની જમીન, કુદરતનો ખોરાક અને કુદરતનાં હવાપાણીપર સર્વ ઇશ્વર સંતાનોનો એક સરખોજ અખત્યાર હોઇ શકે. 'બુદ્ધિવાન' માણુસના સુધારાએ અને સ્વાર્થે કારસા રચ્યા! જગતની જમીનપર માલેકી સ્થાપી. તેનાપર મહેલાતો બાંધી. આ મહેલાતોના ખુણે ખુણે તીજોરીએ માંડી, મૂડી ઉપજાવી; એકઠી કરી; સંઘરો માંડયો. મૂડીવાદનાં લોહચુંબકે દુનિયાને ખુણેખાંચરેથી મૂડી માત્રને ખેંચી કાઢી! અને જગતને પાલવે–જનતાને શરીરે ભૂખનાં પાથરણાં પથરાઇ ગયાં.

"મૂડીવાદપર આથી શ્રાપ વરસ્યા અને તેનો ઉચ્છેદ ઇચ્છાયો. સમાજવાદની સ્થાપના ત્યારેજ સધાય જ્યારે મૂડીવાદનાં મહામંડાણ ઉખેડી નંખાય; અને મૂડીવાદની ખબર લેવાને અને કામદારના હકકો જાળવવાને અને જણાવવાને અમે આજે હડતાલ આદરી છે. મૂડીનું મસ્તક હજૂ અક્કડ છે. અમારાં પેટ ઉંડાં ઉતર્યાં છે. અમને અક્કડ રાખવા એ તમારૂં કામ છે – ફરજ છે.

"અને અમને મદદ આપતાં તમારે એકજ વાત વિચારવાની છે: ન્યાય કયાં છે? કામદારો અને માલીકો વચ્ચેની

મસલતો તમે જાણી ચૂક્યા છો. પ્રજાકીય વર્તમાનપત્રોના અભિપ્રાયો તમે સમજી ચૂક્યા છો.

"સવાલ મહાન છે. સામાન્ય દ્રષ્ટિએ મજૂરોની જીતમાં મૂડીવાદની હાર ભલે હોય : અમે તો એ જીતમાં સમાજવાદનું ભલું સમજીએ છીએ. માલીકો હજુ પણ સમજી જાઇને કામદારોને જીતાડશે – હાથે કરીને જીતાડશે તો દુનિયાની નજરે તેમની શ્રેષ્ઠતા તરી આવશે. અને પોતે બેપરવા રહી કામદારોને પોતાની મેળે જીતી લેવા માટે તરફડિયાં મારવા દેશે તો મૂડીવાદનાં અંતરની દુનિયાને પિછાન થશે. આખરે કામદારોની હાર થશે તો સમાજવાદને દાબી રહેલો મૂડીવાદ જોર ફાટશે; માલીકોની હાર થશે તો મૂડીવાદના લોખંડી બંધનોમાંથી એકાદ બંધ તૂટી પડશે – મૂડીવાદ એટલે દરજ્જે ઢીલો થશે.......... અહરથો! અમારે અમારા પગ પર ઉભા રહેવાનું છે. તમે અમને સંભાળી લેજો."

બીજેજ દિવસે સ્વયંસેવકો "સંઘ" ની જૂદી જૂદી કિંમતની ટિકિટો લઇ ઉઘરાણું કરવા નીકળી પડયા. પૈસા આવવા શરૂ થયા.

હડતાળ લંબાઇ; કારણ, માલીકો તો અક્કડજ રહ્યા. અત્યાર સુધી તો મીલોના દરવાજા આગળજ 'મીલીટરી' બેઠી હતી; હવે તો શહેરના રસ્તેરસ્તાપર 'મીલીટરી' નાં થાણાં મંડાયાં. મજૂરોનું તોફાન જરાય નહોતું; તેનો સંભવ પણ ઓછોજ હતો; છતાંય, 'મીલીટરી'નાં દર્શને અમને વિચારમાં નાંખ્યાં

સર્વદમને આ સંબંધમાં તે રાત્રે થોડીક અટકળો અમારી એક નાની સરખી ખાનગી સભામાં ઉકેલી; પણ તે સઘળી સાચી ન પડી. નવી વાતજ નીકળી આવી. બીજે દિવસે સવારના દશ વાગ્યે વાત ઉડી કે દરેક મીલોને દરવાજે નોટીસો ચોડી છે કે આજ સાંજ સુધી કામપર નહિ ચઢી જનાર કાલ સવારથી મીલની નોકરીમાંથી કમી થશે.

આ વાત સાંભળીને પોતાનાં પેટપરનાં 'પાદુપત્ર' ને નજરે નિરખવા મીલોને આંગણે કામદારોનાં ટોળા વળ્યાં. ભૂખનું દુઃખ, કામનો અભાવ, હડતાળના અંતની અનિશ્ચિતતા, 'મીલીટરી' નાં દર્શન અને પોતાના માલીકનું આખરનું જાહેરનામું: આ બધું કામદારોનાં બળતાં અંતરમાં ઘી રૂપે સીંચાયું.

ખરી ખબર તો નથી પડી. કોઇએ કહ્યું કામદારોએ મીલીટરીપર પથરા ફેંકયા; કોઇએ કહ્યું લશ્કરમાંના આદમીએ કામદારના મ્હોમાં આંગળી ઘાલી. ગમે તેમ; પણ મહામહેનતે જાળવી રાખેલી શાંતિ તૂટી પડી. તોફાન થયાં તે ગોળીબ્હારમાં શમ્યાં. પકડાપકડી થઇ. ભંગાણ નીતિ જાગી. બીજાં તરકટોયે રચાયાં. એકજ વાત—અમારી હડતાલ તૂટી............ પડી!

મ્હારા સર્વદને આ વાત પછી સખ્ત આંચકો લાગ્યો. ઘડીભર તો તેમને પોતાની જાતમાંથી વિશ્વાસ ઉઠી જતો જણાયો. હડતાલનાં ભંગાણપર તે રાત્રે તેમણે સારેલાં આસુંએ મારો પાલવ ભીનો થયલો મને યાદ છે! અરે, એ ભયંકર યાદ!

આ અરસામાં એકદા તેમણે મને કહેલું :

" તરલિકા ! આપણી હડતાલ તૂટી પડી. મૂડીવાદના કામદારો સામેનાં સુધારાનાં આચ્છાદન તળેનાં કારસ્થાનોની તો હદજ થાય છે. અને આપણા પેટના પોકાર સામે પણ આપણે શું કરીએ ? કામદારોને કેળવીએ, તેમને તેમની દશાનું ભાન કરાવીએ, તેમના હક્કોનું તેમને દર્શન કરાવીએ પરંતુ પેટના પોકાર સામે ટક્કર ઝીલવાને તેમને સાધન ન આપીએ ત્યાં સુધી મને સઘળાં ફાંફાં સમજાય છે. હડતાલ સમયે આપણને આખો વખત કોણ નિભાવે ? અને માલેકોને આ વાતની આછી આછી ઝાંખી માત્ર પણ છે ત્યાં સુધી તેમનાં પેટમાં શૂળ આવવી કઠિન છે. આજે માલેકો ઉંચું મ્હોડું રાખી કામદારોને સદંતર કાઢી નાંખી પોતાની મીલો બંધ કરવાની વાતો કરી શકે છે કામદારો આવા સમયને વધાવી લેવાને તત્પર હોય તો માલેકોને ઘડિભર વિચાર થાય. આનો રસ્તો એકજ છે. આજના આપણા કામદારોને તેમના વીતેલા ભૂતકાળના મીઠા માર્ગે દોરી જઇએ. તેમને ખેતી અને વણાટ સોંપી ખેડુત અને વણકર બનાવીએ. અને આજના કામદારોને આપણે આ રસ્તે પાડીશું તો મને તો લાગે છે મીલનું જીવન તેમને પછીથી વિષમજ જણાશે. આમ કરતાં મીલો બંધ થશે. એ આપણે વિચારવાનું ન હોય. મીલો બંધ નહિ થાય. ઘણાય કામદારો પોતાને પુરાણે પંથે પડી જશે તોયે થોડાક તો રહેવાનાજ છે અને રહેશે. પણ તે દિવસે મીલોનું જીવન જુદું હોય એવો પણ સંભવ હોય, પણ આ વિચારપ્રદેશ નિરાળો રાખીએ.

"આજે તો આપણે આપણી વાતજ કરીએ. મને લાગે છે કે આપણા "સંઘ" અને "મંડળો" મારફત – આપણી રાત્રિશાળાઓ મારફત આપણે આપણા કામદારો વચ્ચે વણાટ અને ખેતીનો જ્ઞાનવિસ્તાર ફેલાવીએ. હળને અને ચરખાને હું હિંદુસ્તાનની કામધેનુ માનું છું, હળની પાછળ ફરનારો અને ચરખાનું ચક્ર ફેરવનારો ભૂખે મરતાં હિંદુસ્તાનમાં સુખે રોટલો સાચેજ મેળવી શકશે એમ હું માની રહ્યો છું.

"આજની આપણી સરકારના સંચાઓની એવીતો ઉલટી ગતિ છે કે તેની વચ્ચે આવનારનો દાળોવાટો થઈ જાય છે, આપણા વણકરોની જડ ઉખેડવામાં અને ખેડુતોની ખરાબી કરવામાં સરકારી સંચાઓએ ભજવેલો ભયંકર ભાગ હિંદુસ્તાન નહિ ભૂલે. હિંદુસ્તાનના ઇતિહાસમાં અંગ્રેજ સરકારના અમલનો ઇતિહાસ કયા અક્ષરે આલેખવો, કેવાં પાનાંપર કોતરવો એ કોઈ સ્વદેશાભિમાની ઇતિહાસકાર માટે એક ભારે પ્રશ્ન થઈ પડશે.

"તરલિકા! આ પ્રશ્ન પણ એક ભારે છે. પણ આ તો થઈ હિંદુસ્તાનનાં સ્વરાજ્યની વાત. અને હિંદુસ્તાનને સ્વરાજ્ય હોય તો તો સઘળાંજ સારાં વાનાં થઈ જાય. પણ એ દિવસ સુધી આપણે આમજ બેસી રહી શકીએ છીએ? અને ખરૂં પૂછો તો આપણું આ સ્વરાજ્ય પાસે લાવી મૂકવાનાજ આપણા આજના યત્નો છે.

"એટલે સરકારની ધૂંસરી ઉપાડી રહ્યા સાથેજ આપણે આપણી આંતર સુધારણા આરંભવાની છે. એ ધૂંસરી સહે સહેજ આપણે ખેતી અને વણાટનો પુનરૂદ્ધાર કરવો રહ્યો છે. આ પુનરૂધ્ધાર આપણાં અંગોમાં નવાં લોહી પૂરશે – નવું હિંદુસ્તાન ખડું કરશે. પરતંત્રતાની ધૂંસરીના ભાર એક ક્ષણભર પણ ઉપાડવાની આ નવું હિંદુસ્તાન સાફ સાફ ના સુણાવશે એ તો નિર્વિવાદ છે. તરલિકા! આપણે માટે આ દિવસ ધન્ય હશે!"

# પ્રકરણ ૧૬ મું

—:o:—

## નવજીવનનાં પગલાં

મજૂરોની હડતાલ તૂટી પડયા પછી મૂડીવાદના મદનાં પૂર પુરેપુરા ઉછળી રહ્યાં. અમારે શિરે હવે નવું કાર્ય આવી રહ્યું. સર્વદમનના વિચારોમાં કેટલાંક ભારે પરિવર્તનો આવી ગયા હતા. "મજુર મંડળો" અને "કામદાર સંઘો" ની નવેસરથી રચના કરવાના કાર્યમાં હડતાલ તૂટયા પછીના બે પાંચ દિવસોમાંજ તે પરોવાઇ ગયા. "સંઘો" અને "મંડળ" ની શાખાઓ ઠેર ઠેર ઉઘાડવી ઉચિત જણાઇ. કામદારોને વણાટ અને ખેતીનું શિક્ષણ આપવાના પ્રબંધો સુંદર પાયાઓપર રચવા શરૂ થયા. મુખ્ય મંડળના આશ્રય નીચે કેટલાંક "સહકારી મંડળો" પણ ઉઘાડાયાં. કામદારોમાં નવજીવન લાવવાના સર્વ યત્નો નવેસર શરૂ થયા.

અને મજૂરોનાં માથાં નમાવ્યાં પછી મૂડીનો મદ તો માતેજ નહતો. એટલામાં અમદાવાદના કામદારોની હડતાલના સમાચાર આવી લાગ્યા અમે તુરતજ ત્યાં ગયા. કેળવણી અને વ્યવસ્થા સુંદર હતાં. મુંબઇમાં મજૂરોનાં માથાં નમાવ્યા પછી મૂડીનો મદ તો માતોજ નહતો એટલે કામદારોમાં તો અસંતોષની આગ પ્રજ્વલિતજ હતી. અને અમદાવાદનો વા મુંબઇમાં પણ ફરી વાય ધારી સર્વદમને મને અને કાશીનાથ શેઠને મુંબઇ મોકલ્યા.

અમદાવાદની હડતાલ સફળ થઇ – બે મહિના અને ત્રણ દિવસ બાદ સફળ થઇ. શેઠીઆને નમતું આપવું પડયું. મૂડીવાદનો પરાજય પોકરાયો. અમદાવાદનાં સાફલ્યનું એક મોટું કારણ સર્વ કામદાર મંડળોની એકસંપી હતું. મીલોના માલીકો કામદારોને નમતું ન આપે તો અમદાવાદના કામદારોનું આખું જગત ભાલના કામદારોની સહાનુભૂતિ અર્થે હડતાલપર ઉતરવા તૈયાર હતું.

આ વાત જાહેર થઇ અને જુદાજુદા મૂડીવાદીઓ, સરકારી અમલદારો સર્વ સાથે મળ્યા. વિચાર કરતાં આ સ્થિતિને પહોંચી વળવા માટે તેઓ લાચાર જણાયા. પરિણામે મીલ માલીકોપર તકરાર પતાવવાનું દબાણ પડયું, અને વાત કામદારોના લાભમાં સુધરી ગઇ.

"સર્વદમન મુંબઇ આવ્યા ત્યારે તેમને ઉરે આનંદના ઉછાળા હતા. મુંબઇના ટપાલીઓના મંડળના મંત્રી તેમને મળવા આવ્યા ત્યારે તેમની સાથે તેમણે કરેલી વાત મને અત્યારે યાદ આવે છે. તેમણે કહ્યું:

"જોયું કે વિનાયકરાવ! અમદાવાદની હડતાલનું કેવું સુંદર પરિણામ આવી શકયું છે? અને આ વિજય મુખ્યત્વે-કરીને કઇ દશાને આભારી છે એ પણ તમને ખબરજ છે. જુઓ, સર્વ કામદારોની એકસંપીની કેવી ચમત્કારિક અસર છે!"

વિનાયકરાવે માત્ર માથુંજ ધુણાવ્યું.

સર્વદમને આગળ ચલાવ્યું:

"તમે જોઇ શકો છોને કે સર્વવ્યાપી હડતાલની શી સત્તા છે? વિનાયકરાવ! કામદારોનાં રાજ્ય આ દુનિયાને કબૂલ કર્યેજ છૂટકો છે. સર્વ કામદારો 'એક' થતાં મૂડીવાદનો મરણ ઘંટ વાગી જાય એમાં શી શંકા હોઇ શકે? તમે શું કહો છો?"

"ખરેખર, મને પણ એમજ લાગે છે. અને અમે પણ હવે જાગૃત થયા છીએ. પ્રગતિના જમાનામાં સૂઇ રહેવું કેમ પાલવે?"

"ત્યારે આપણે બધાએ એક થવાના યત્નો હવે પૂરા કરવા જોઇએ. તમારી મદદની હું સંપૂર્ણ આશા રાખી શકું છું."

"સાચેજ."

બીજી થોડીકજ વાતો પછી વિનાયકરાવ ગયા અને સર્વદમને મને કહ્યું:

"તરલિકા! સર્વ કામદારો એકજ સાંકળે સંધાઇ જાય તો આવતી કાલના સંધ્યાકાળ પૂર્વે મૂડીવાદ ઉથલી જાય. પણ તરલિકા! સોનાનાં ખંજરને અમદાવાદમાં જે પાઠ મળ્યો છે એથી કદાચ તેઓ આવી સર્વવ્યાપી હડતાલ સામે કાંઇક કરશે પણ ખરા. કામદારો મક્કમ હોય તો એમના એ યત્નો નિરર્થક જાય એ તો હું ચોક્કસજ કહી શકું છું. અને મને તો એટલે સુધી ખબર પડી છે કે એ લોકોએ આ દિશામાં પગલાં માંડીએ દીધાં છે.!"

"શી રીતે?"

"શું' શી રીતે? બધાંય 'કામદાર મંડળોને દાબી દઇને."

"મને એ વાત અશક્ય લાગે છે."

"આપણી પૂરતી તૈયારીઓ હોય તોજ ઠીક, નહિતર અશક્ય તો નથી જણાતું. જુઓને રેલ્વે, ટપાલખાતું અને

એવાં બીજાં ખાતાંઓમાં કામદારોની દશા સારી અને સંતોષકારક હોય તો 'કામદાર સંઘો' ને દાબી દેવા તો નહિ પણ છુટા પાડવા તો શકય છે."

"હું તો એથીયે નથી ડરતી. બે પાંચ ખાતાંઓમાં ધારોકે કામદારોની દશા સારી હોય તેથી શું? કામદારોની દુનિયા આ બે પાંચ ખાતાંઓમાંજ સમાઇ જાય છે શું?"

"ભલે ન સમાય; પણ તાર, ટપાલ, આગગાડી, ખાણ અને લોખંડનાં કારખાનાઓમાં ઝાઝો ભાગની દુનિયા તો સમાઇ જાય છે. એમાં તો તમારી ના નથીને? અને આ વાત તમને કબુલ હોય, અને ધારો કે આ ખાતાંઓના કામદારની દશા સારી હોય અને એ મંડળો સર્વવ્યાપી હડતાલમાં ન જોડાય તો આપણું કેટલું બધું બળ ઘટી જાય? ગમે તેમ પણ આપણે બધાં મંડળોને હરકોઇ યત્ને એકજ સાંકળે સંધ્યેજ છૂટકો છે. અને તરાલકા! આ તો આપણે ધારી લઇએ છીએ; બાકી વાસ્તવિક રીતે તો બધાય કામદારોની દશા દુર્બળ છે. અને કામદારોની દુનિયામાં હું જે ધરતીકંપ ધારી રહ્યો છું, મૂડીવાદી દુનિયાના જે કાયાપલટ હું કલ્પી રહ્યો છું તેનું કારણ આજ છે. આ ધરતીકંપ આજે આવે કે કાલે. આવે છે એ તો નિર્વિવાદ છે. આપણે એટલા ખાતર આપણાં કાર્યમાં મચી જઇએ."

સર્વદમનની આવી આવી વાતોએ હું ઘણીય વેળા મુગ્ધ થઇ જતી. તે દિવસે પણ મારૂં તેમજ થયું. મારા સર્વદનાં શરીરની આસપાસ હું વૃક્ષને વેલી વીંટાય તેમ વીંટાઇ ગઇ. મારા સર્વદનું મસ્તક મારી છાતીપર નમી પડ્યું. મારા સર્વદનું પ્રિય સંગીત મેં શરૂ કર્યું. અને મારા સંસારનો સમાજવાદી નિદ્રાને ખોળે વિરામ પામ્યો.

# પ્રકરણ ૧૭ મું

—— :o: ——

## કાવતરૂં

સમયનો પ્રવાહ આગળ વધ્યો, મજૂરો વચ્ચે – કામદારોનાં જૂથમાં કામદારોના નેતાઓએ ભારે યત્નો આદરી દીધા. થોડાજ સમયમાં કામદારોનાં બળનાં આછાં દર્શન સર્વ કોઇને થઇ ચૂકયાં.

કામદારો વચ્ચે મદ્યપાન નિષેધની ચળવળે ભારે કામ કર્યું. દરેક લત્તામાં ભાષણો, પત્રિકાઓ, જાદુઇ ફાનસો દ્વારા પુષ્કળ કાર્ય આરંભાયું. આરોગ્ય, ખેતી અને વણાટનાં જ્ઞાનવિસ્તાર માટે પણ સુંદર શરૂઆતો થઇ રહી.

દારૂની બદીમાંથી છુટેલો દરેક કામદાર મહિનાની આખરે સારી જેવી રકમ પોતાનાં ખીસામાં પોતાની જીંદગીમાં પહેલીજ વાર જોવા લાગ્યો, અને તેની છાતીએ શેર શેર લોહી ચઢી ગયું. તે પોતાને પૈસાદાર માનવા લાગ્યો; સોનાનાં ખંજર સામે ઝૂઝવાને સમર્થ ધારવા લાગ્યો.

સમયના ખજાનામાં શું સંતાયું છે એ કોણ જાણે છે? આપણી આસપાસનાં વાતાવરણમાં કુદરત કયાં તત્વો સંઘરી રહી છે એ પણ કોણ કળી શકે છે? જે જાગૃતિને જગાવવાને, જે જમાના જૂના સડાઓ ધોઇ નાંખવાને વરસોનાં વરસો જોઇએ એ વાત પલકમાં બનવા લાગી!

કામદારો વચ્ચે આ ચળવળ ચાલી રહી હતી એટલામાં હિંદુસ્તાનપર પ્રચંડ રાજદ્વારી આફતોનાં વાદળાં ચઢી આવ્યાં. અમારે માટે તો જોઇતું હતું તે આવી લાગ્યું. હિંદુસ્તાનની મુક્તિના યત્નો અમે જે કામદારોદ્વારા કરી લેવાના હતા અને બીએ એ વાત હવે સારાં હિંદુસ્તાનને શિરે આવી પડી.

હિંદુસ્તાનની પ્રજાનાં રાજકીય દુઃખો ફેંકી નાંખવાં માટે આત્મશુદ્ધિની – આત્મબળની એક પ્રખર ચળવળ જાગી રહી. અને જાગૃતિનાં પ્રચંડ મોજાંઓ આખા દેશપર અલ્પ સમયમાંજ ફરી વળ્યાં. સમગ્ર પ્રજાને પોતાની દુર્દશાનું દર્શન થયું. પોતાની ગુમાયલી સ્વતંત્રતાનું ભાન થયું. અને સારો દેશ પોતાની સ્વતંત્રતાની પુનઃપ્રાપ્તિ માટે પોકાર કરી રહ્યો. પ્રજામાં જાગૃતિ આવતાં સરકારને શિરે ભારે ચિંતા આવી પડી. 'ખરો' હિંદુસ્તાન સરકારથી રીસાઇ બેઠો ત્યારે સરકારે પોતાની સત્તા કાયમ ટકાવી રાખવાને માટે હિંદુસ્તાનના મવાલો અને મૂડીવાદીઓપર મદાર બાંધ્યો. સરકારે પોતાની દમનનીતિના ઘોડાની લગામો છૂટી મૂકી. હજારો ભારતવાસીઓ સ્વદેશની સ્વતંત્રતા કાજે જેલમાં સીધાવ્યા.

અને લોકોમાં ઉત્સાહનાં પાણી વધુ ચઢયાં. હિંદુસ્તાનની આ ચળવળમાં કેમ જાણે કુદરતનોજ હાથ હોયને? કુદરતેજ કેમ જાણે તેને સ્વતંત્રતાના દીવ્ય સંદેશા આપી વેહેલી કરી મૂકી હોયને? અકાળત અને અકલ્પ્ય બનાવો પોતાનાં જગતમાં સર્વની આંખ સામે બનવા લાગ્યા.

આ સમયે સર્વદમને મને એક દિવસે કહ્યું:

" તરલિકા ! જુઓ છોને ? બળવાનાં – બેઠા બળવાનાં આપણાં નિશાનો આખી પ્રજાપર આજે કેવાં ચમકી રહ્યાં છે ? આપણા દિવસો આવે છે. તરલિકા ! આપણે માટે ફતેહ છે. આપણે ધારેલા બેઠા બળવાનાં તત્વો વાતાવરણમાં સંઘરાઇ રહ્યાં છે : પછી આ કામ ભલે ધીમે ધીમે થતું હોય."

અમે – સમાજવાદીઓ તો અમારૂં કાર્ય સતત અને સુદૃઢ રીતે કર્યેજ જતા હતા. મેં વર્ણવેલી પ્રજાકીય ચળવળ પણ ચાલુજ હતી, અને કામદારોપરના મૂડીવાદીઓના અન્યાયો પણ વરસીજ રહ્યા હતા અમારૂં કામ, મુક્તિ માટેની પ્રજાકિય ચળવળ અને મૂડીવાદના દોરનો અકદ્રુરતી' ત્રિવેણી સંગમ થઇ રહ્યો હતો. અને સમયનો પ્રવાહ તો વહીજ રહ્યો હતો. અમને સઘળાને આ વસ્તુસ્થિતિએ ભંયકર ચિંતામાં હડસેલી મૂક્યા હતા. કયે ઘડિયે શું બનશે એની સ્પષ્ટ કલ્પના કોઇને નહતી.

* * * * *

પાંચ સાત મહિનાઓ વીતી ગયા. અને અમારી કામદારો વચ્ચેની ચળવળનાં પરિણામે સમગ્ર હિંદના કામદારોની પહેલી ' કામદાર મહાસભા ' મુંબઇમાં મળી. અમારી આ મહાસભાની જાહેર છાપાંઓદ્વારા ખબર ફેલાણી અને અમારાં પ્રચારકાર્યની પણ પ્રજા ઉપર જબરી અસર થઇ. સરકારની અને અમારા મુડીવાદી મહેરબાનોની આંખો અમારી મહાસભા મળ્યા પૂર્વેજ લાલ થઇ ગઇ ! અમને ખબર પડી : ગમે તે ભોગે અમારી મહાસભામાં ભંગાણ પડશે !

અમે તો અમારા યત્નો અવિચ્છિન્નજ ચાલુ રાખ્યા ........ મહાસભા મળી. દૂરદૂરના સેંકડો કામદાર પ્રતિનિધિઓએ મહાસભામાં હાજરી આપી. સર્વદમન પ્રમુખ સ્થાને હતા. અમારા કાશીનાથ શેઠ જેવા પંજાબના લાલા અમરનાથ સ્વાગતકારિણિ સભાના અધ્યક્ષ હતા. તે દિવસે બપોરના બારના ટકોરા થયા અને મહાસભાનો મંડપ હજારો કામદારોની મેદનીથી ઉભરાઇ રહ્યો. મુંબઇની મીલો ચતુર માલીકોએ સ્વેચ્છાએજ આ બે દિવસો માટે બંધ કરી હતી. પોતે, પોતાના કેટલાય મિત્રોએ અને લાગતા વળગતાઓએ અમારા પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી હતી, અને અમારી મહાસભામાંએ હાજરી આપી હતી. આ ઉપરાંત સરકારી અમલદારો અને જાસૂસોનાં પનોતાં પગલાંયે અમારા મંડપમાં પડી રહ્યાં હતાં.

હું જે પળોની – જે ભયંકર પળોની વાત કરવા ઇચ્છું છું એ સમયે સર્વદમનનું ભાષણ ચાલી રહ્યું હતું. અને એ સમયે તેઓ બેકાર કામદારોનાં દુઃખ વર્ણવી રહ્યા હતા. આ દુઃખોના ઉપાય બતાવવાને તેઓ ઉદ્યુક્ત થયા અને મંડપમાં કાંઇક ખળભળાટ મચ્યો. સર્વદમને તે ન ગણકાર્યો. તેઓએ તો શરૂજ રાખ્યું. ધીમે ધીમે તેઓ સમાજવાદપર ઉતર્યાં. કામદારોના અને માલીકોના હક્કની વાતો આવી, ઉપાયો બતાવાયા, અને અમારા માલીકોની પાછળ બેઠેલા તેમના કાંધીઆઓમાંથી ચિત્રવિચિત્ર ચાળાઓ શરૂ થયા. અને સર્વદમને પલટો લીધો :

“માલીકોનાં આ અટકચાળાંઓનો આછો ભાસ તો મને થઇજ રહ્યો હતો; પણ નિશ્ચિત તો હું જાણતોજ નહતો.

ાખરેય અમારા માલીકોનાં નાટકનો પડદો ઉપડી ચૂકયો છે. ારાં કથનની તમે મશ્કરી કરો છો, મારાં ભાષણની તમે હાંસી રો છો! અમારી વચ્ચે તમે આટલાં માટેજ ભળ્યા છો કે? ાટલાં માટેજ તમારી અમારી તરફની આજની સહાનુભૂતિ ! કે? ઠીક છે. કાંઇ નહિ. ખરી વાત છે કે અમારા 'શબ્દો' ા અસર તમારા પર નથી પડવાની. ભાઇઓ! તમારા માત્મા આડે અભેદ આવરણો બાઝી ગયલાં જણાય છે. ાજાવાદી તરીકે પંકાવાનો તમારો દાવો મિથ્યા છે. તમારા મા 'ખૂની ભપકા' હવે તો તમે તમારે માટેજ સાચવી ાખજો. અમારી આખી આલમ આજે જાણી ચૂકી છે–અને ામારો અંતરાત્મા શાક્ષી પૂરશે કે તમારા સ્વાતંત્ર્ય પ્રેમની :ંગબેરંગી વાતો નીચે તમારી ભભકાદાર સ્વાર્થી મતલબ ામાયલી હોય છે. આમ ન હોય તો તો તમે મૂડીવાદીજ ાટી જાવ! અને............"

સર્વદમન આટલું બોલ્યા ત્યાંતો ભારે તોફાન થઇ રહ્યું. 'રાજદ્રોહી!", "ખુની!", "બળવાખોર" ની બૂમો સંભળાઇ રહી. બીજા ખૂણામાંથી "સાંભળો! સાંભળો!" ની સતત બૂમો પડવા લાગી. વળી સ્હેજ શાંતિ છવાઇ. અને સર્વદમને શરૂ કર્યું:

"રાજદ્રોહી," "ખુની" અથવા તો "બળવાખોર" અને બીજાં પણ જે સંબોધનો આપવાં હોય તે આપી દેજો. મને તેની જરાય પરવા નથી, કારણ હું તેમાંનો એકેય નથી. ભાઇઓ! મારે તો તમને એકજ વાત સમજાવવાની છે–સંભળાવવાની

છે; અને તે એ કે આ દુનિયાનો મદમસ્ત અને મારકણો મૂડીવાદ આજે સંધ્યાને કાંઠે બેઠો છે. થોડીજ વારમાં એ અસ્ત થવાનો છે. કુદરતેજ એની સામે આંખ કાઢી છે. કોઇનું યે નહિ ચાલે, આ વસ્તુસ્થિતિ સામે કોઇનું યે નહિ ચાલે.

"અને મારા કામદાર ભાઇઓ ! મારા ભાઇબંધો ! મારામાં, તમારામાં અને આપણા સર્વમાં આશા છે, ઉત્સાહ છે, પાણી છે, નિશ્ચય છે તો મૂડીવાદનાં મૂળીયાં ખેંચી નાંખી જગતની ધરતી સાફ કરવી આપણે માટે નજીવી વાત છે. દુનિયાના બાજીગરે ............"

આ સમયે સર્વદમનથી થોડે દૂર મંડપની બરોબર વચમાં કાંઇ આવી પડયું. એક ભારે ધડાકા પછી ધૂમાડાના ગોટાએ સર્વને કાળી અંધીમાં ઢાંકી દીધા. આખા મંડપમાં ભયંકર સ્તબ્ધતા ફેલાઇ રહી. સર્વદમનને આ સાવચેતી આપતાં મેં સાંભળ્યા :

"મારા કામદાર મિત્રો ! ચેતીને ચાલજો. રખેને ભાન ભૂલી બેસતા. કામદારોની કાંધને બોમ્બને ગોળે તોડવાની ફરજ પડી છે એમાંજ કામદારોનું મહત્વ વસ્યું છે. ભાઇઓ ! આ કાવતરૂં પણ હોય. ગમે તે હોય ! તમે તો તમારે રસ્તેજ નિશ્ચળ રહેજો. સાંભળો છો કે ? વિજયનાં દુદુંભિયો વાગી રહ્યાં છે. આવાં આફતનાં વાદળાં તો કેટલાંયે ચઢી આવશે. આવા અંધકારને ભેદી ફૂટવામાંજ આપણી સત્તા સમાયલી છે."

સર્વદમન આટલું બોલ્યા અને મંડપનાં બારણાંમાંથી એક પછી એક હથિઆરબંધ સિપાઇઓને અંદર દાખલ થતા મેં જોયા. સિપાઇઓની પહેલી ટુકડીને સર્વદમન અને તેમની

આસપાસના તેમના સાથીયોને ઘેરી લેતાં મેં જોઇ. અને બીજી ટૂકડીઓ બધાને વિખેરવાનાં કામે વળગી. એક સિપાઇએ મારી પાસે આવી મને બહાર નીકળવાનું ફરમાન કર્યું. મેં તેને મારી ઓળખાણ આપી અને મને મારા પતિદેવ પાસે જવાદેવા માગણી કરી. તુરતજ કોન્સ્ટેબલે મને પકડવા આજ્ઞા આપી અને બીજીજ ક્ષણે હું બંદિવાન થઇ!

મને બહાર લઇ જઇને એક મોટરમાં બેસાડવામાં આવી; અને મને ખબર પડી કે મારા પતિદેવ, લાલા અમરનાથ, કાલીનાથ શેઠ અને બીજા ૨૩ માણસો – ઘણાખરા આગેવાન સમાજવાદીઓ પણ પકડાઇ ચુકયા છે! મને અને બીજા પાંચ જણાંઓને પાસેનાં પોલીસ થાણાંપર લઇ જવામાં આવ્યા. સર્વદમન અને અમારા બીજા આગેવાનોને કયાં રાખવામાં આવ્યા હતા એતો અમને ખબરજ ન પડી. ગમે તેમ; પણ અમે સઘળા પકડાઇ ચુકયા હતા. સંધ્યાનો સૂર્ય નમતો હતો એ સમયે અમે ૭ સમાજવાદીઓ એ સુર્ય આજે મૂડીવાદને પોતાની સાથે લઇનેજ નમી જાય છે એવી દૃઢ શ્રદ્ધા અમારાં અંતરમાં ભરતાં અમારી કોટડીના સળિયા પાછળ કેટલીએ ગોષ્ટિઓ કરી રહ્યા હતા.

---

# પ્રકરણ ૧૮ મું

——:•:——

## ભૂતકાળનાં સ્મરણાં

———

આગળ કહેતાં પહેલાં એક વાત ખાસ સ્પષ્ટ કરવી જરૂરની છે. હું તો અમારા સમાજવાદીઓનાં મંડાણની મધ્યમાંજ હતી એટલે અમે કરેલાં કાવતરાંની મને તો ખબર જ હોયને? સાચેજ, બોમ ફેંકવાનું કાવતરૂં અમારૂં રચેલું તો નહોતું જ. અને એ કાવતરૂં કોણે રચ્યું એ કહેવાનીએ પૂરતી ખબર સિવાય હું ધૃષ્ટતા નહિ કરૂં. ખૂની ભપકાનો એ ખેલ હોય તો પ્રભુ જાણે! પણ આ વાતનો વધુ વિસ્તાર કરવા હું નથી ઇચ્છતી.

મને તો એકજ વાત ખૂંચે છે. હું માનું છું કે સત્ય છૂપાવ્યું છૂપાવી નથી શકાતું. પણ આ ઘટનાપર તો વરસોના તડકા છાંયડા વહી ગયા છે અને અમારા ઘણા ઘણા યત્નો પછીએ આ કાવતરાંનો ભેદ જગતના કોઇ ઉંડા અંધકાર પાછળ આજની ઘડી સુધીયે છૂપાઇ રહ્યો છે!

ઠીક છ મહિના સૂધી મને કાંઇ પણ કારણ બતાવ્યા સિવાય કેદમાં ને કેદમાં રાખી મૂકવામાં આવી. કાચી કેદમાંથી—પોલીસનાં થાણાંમાંથી પાકી જેલમાં આવ્યાને મને દશ બાર દિવસો થયા હશે એટલામાં તો એક દિવસે મને જૂદી કરી એકાંત કોટડીમાં લઇ જવામાં આવી.

મને આવા રીતે એકાંત કોટડીમાં પૂરવાનું કારણ મેં દરોગાને પુછ્યું પણ તેણે મને મૌન રાખવા કહ્યું. મને એકાંત

કોટડીમાં લઇ જવામાં આવી. ત્યાં જેલર ઉભો હતો. દરોગાએ મને કહ્યું :

"તરૂલિકા! તમને સઘળી વાત જેલર સાહેબ સુણાવશે." અને તે ચાલ્યો ગયો.

હું અચંબામાંજ ઉભી રહી; એટલામાં જેલર સાહેબ બોલી ઉઠયા :

"બાઇ સાહેબ! હું આપનો સેવક છું. કેટલાએ વખત થયાં હું મૂડીવાદનો દુશ્મન બન્યો છું. આપના જેવાઓપર ગુજરતા ત્રાસો અમારાથી નથી જોવાતા. અમે સર્વ આપનાજ છીએ—સમાજવાદી છીએ. આ અને બીજી જેલોનું ૯૫ ટકા અધિકારી મંડળ આપનું છે એમ આપને હું વચન આપું છું. આપ આપની સર્વ પ્રવૃત્તિ અહીંથી ચાલૂ રાખી શકો છો. અમને આપના સેવક ગણજો."

થોડાજ વખતમાં જેલમાં બેઠાં અમારો વ્યવહાર ચાલૂ થયો. સર્વદમનને મારાથી સેંકડો ગાઉ દૂરની જેલમાં રાખવામાં આવ્યા હતા છતાંયે અમારો પત્ર વ્યવહાર નિયમિત ચાલતો. અમે સર્વ સમાજવાદી આગેવાનો અમારાં કેદખાનાંના સમાજવાદી અધિકારીઓદ્વારા સર્વ મંત્રણા કરી લેતા; અને બહારની ચળવળને કેદખાનાંની કોટડીમાંથી ચલાવતા.

અમારી ચળવળનાં મૂળો આમ દુનિયાના દબાયલા વર્ગમાં દિનપ્રતિદિન ઉંડા ને ઉંડાં ઉતરતાં જતાં હતાં. એ દરમ્યાન એક રાત્રિના લગભગ સાડા દશ વંગ્યાને સુમારે મારી ઓરડીનું

બારણું ખડખડયું. હું તે સમયે મારી પથારીમાં અર્ધ નિદ્રાવસ્થાનાં સ્વપ્નાંમાં હતી. કેદખાનાંની કેટલીયે કાળરાત્રિઓ મેં અર્ધનિદ્રિતાવસ્થામાં ગાળી હશે! સંત્રીની આલબેલોમાં ઘણીયે વેળામાં મેં સમાજવાદના પોકારો કલ્પી લીધા હતા. પ્રત્યેક કલાકે પડતા સમયદર્શક ઘંટાઓના રણુકારમાં મેં ઘણીયે વેળા સમાજવાદનાં ઝણુકાર કલ્પી લીધા હતા. અને આ મારી મનોદશામાં હું મહત્તા તો નથીજ માનતી પણ મારી વાર્તા કહેવાજ બેઠી છું એટલે આ વાત પણ હું નથીજ છૂપાવતી કે અસંખ્ય વેળાયે અમારાં રાજ્ય થતાં એ કેદમાં અમારે – સમાજવાદીઓને સ્થાને મુડીવાદીઓને બેડીઓ ખખડાવતા, પોતે જગતપર વર્ષાવેલા અન્યાયોપર આંસુઓ રેડતાં બેસાડી મૂકવાની મહાઆશાઓનાં મંડાણુ મેં માંડયાં હતાં! એ વાત પણુ કહી દઉં કે મારી આવી મનોદશા આજે તો પલટો પામી છે.

આજે હું જોઇ શકી છું, જાણી શકીછું કે ધિક્કારને પોષનારી આવી લાગણીઓ સેવ્યે આ જગતમાં કોઇનુંયે ઉંચું આવવું અસંભવિત છે. પ્રેમ અને સ્નેહની પવિત્ર લાગણીઓનાં લોહચુંબક ધિક્કાર અને તિરસ્કારની તુચ્છ લાગણીઓ કરતાં ભારે બળવાન હોય છે. પ્રભુને વ્હાલા પ્રેમનાં કુદરતી ગુરૂત્વાકર્ષણુમાં આજે તો મારો અખૂટ વિશ્વાસ સ્થપાઇ રહ્યો છે. આજે – મારી જીંદગીનાં નિમિષારણ્યમાં મારા હજૂ હમણુાજ ખતમ થયલાં ભૂતકાળનાં ચિત્રોએ કેટકેટલાં પરિવર્તનો ઉપજાવી મૂકયા છે એ વાત ઉકેલવા બેસું તો મારી આદરેલી આ વાત અધુરી રહી જવાની બ્રાંતિ રહે છે.

મારૂં જીવન સમાજવાદ ખડો કરવાની જંજાળમાં અટવાઇ રહ્યું હતું એટલે જે સમયે મારૂં બારણું ખડખડ્યું એ સમયે અર્ધ નિદ્રામાંયે હું તો અમારા એ સમાજવાદની સ્વપ્ન સૃષ્ટિમાંજ વિચરી રહી હતી. તાળું ઉઘડતું સાંભળી મારી સ્વપ્નસાંકળ તૂટી પડી અને જરાક વારમાં તો મારી અંધારી ઓરડીમાં કેટલાય દિવસો પછી દીવાનાં તેજમાં હું જાગી ઉઠી. જેલરની સાથે બે વોર્ડરો હતા તેને જેલરે રજા આપી મને કહ્યું :

"તરલિકા બ્હેન! મૂડીવાદના નેપથ્યની પાછળ કયા પ્રસંગો ગોઠવાઇ રહ્યા છે એ તો રામ જાણે; પરંતુ તમને હમણાંજ છોડી મૂકવાનો હુકમ મને મળી ચૂકયો છે. તમારી મુક્તિનું માગું કોઇએ પણ કર્યું અમે નથી સાંભળ્યું; છતાંયે તમારી – તમારી એકલાંનીજ – મુક્તિના હુકમનું ચીથરૂં આ રહ્યું.

જેલની ભીંતો વચ્ચે પણ અમારો વ્યવહાર તો જો કે નિરંકુશ ચાલી રહ્યો હતો એટલે બહારનાં વાતાવરણથી તો હું સારી રીતે જ્ઞાતજ હતી છતાંયે અમારા એ કાલબાદેવી રસ્તાપરના કાલીનાથ શેઠનાં મકાને મને મળવા આવેલા અમારા મિત્રોની મુલાકાતે ઘણીય નવી વાતો મેં સાંભળી લીધી.

મુંબઇમાં બરોબર સત્તાવીશ દિવસો રહ્યા પછી, અને તે દરમ્યાન અમારા આગેવાનોની એક ખાનગી સભા બોલાવી મસલત કરી રહ્યા પછી મારે અમારી ચળવળને અંગે હિંદુસ્તાનની પ્રચારકાર્યયાત્રા કરી આવવાનું ઠર્યું. હું ઉપડી ચુકી. કરાંચીથી કલકત્તા અને કોમોરીનથી કાશ્મીર સૂધી હું ફરી

વળી. મુસાફરીના સાત મહિનાઓમાં દરેક સ્થળે ફરી ફરી નવા સમાજવાદીઓ ઉપજાવવાનું, સમાજવાદનું. સાહિત્ય ફેલાવવાનું, સમાજવાદી પત્રો ઉત્પન્ન કરવાનું, 'મજૂર મંડળોનું' અને 'કામદાર સંઘો' ન હોય ત્યાં સ્થાપવાનું કાર્ય મારા મિત્રો સાથે મેં આગ્રહ અને ધીરજપૂર્વક મારાથી બન્યું તેટલું કરી લીધું. મારી મુસાફરીમાં એક વાત મેં સ્પષ્ટ જોઇ લીધી હતી કે એ ચોઘડીયે મૂડીવાદનું દબાણ સર્વ કોઇને સાલી રહ્યું હતું; પરંતુ સમાજવાદ ફેલાવવાનું પ્રચારકાર્ય કરવાના પરિશ્રમો બહુ ઓછા જણાતા હતા.

સાત માસની મુસાફરી પછી હું ફરી પાછી મુંબઇ આવી. આ વાત પછીનાં થોડાંક વર્ષોની વાતમાં મારે કાંઇ ખાસ કહેવાનું નથી રહેતું. આ સમય દરમ્યાન અનુભવથી શીખ્યા પછીની અમારી રીતે અમે અમારૂં કામ ધપાવીજ રહ્યા હતા. મારા સર્વદનાં પ્રગલ્ભ વચનોપર મને ઉંડી આસ્થા બેઠી હતી કે આ ધરતીપર ખરા સમાજવાદીઓ બે પાંચ પણ જીવતા હશે ત્યાં સુધી સમાજવાદનાં પ્રકટયની પવિત્ર આશાઓ જીવતાં જાગતાં સત્યસ્વરૂપે એકાદ દિવસે પણ મૂર્તિમંત થવાની છે એ નિર્વિવાદ છે. અને હવે અગળ વાત કરતા પહેલાં અમારી આ બધી વાતેલી ગુજરીનાં થોડાંક પાત્રોની કથા કહી લઉં.

આજે તો મારાં જીવનનું છેલ્લું પ્રકરણ ચાલે છે. મારી જીંદગીનાં મેં ત્રણ પ્રકરણો કલ્પેલાં છે. મૂડીવાદ વચ્ચે વીતાડેલાં મારાં જીવનનો હું પહેલાં પ્રકરણમાં સમાવેશ કરૂં છું. સમાજવાદી તરીકેનાં જીવનનો હું બીજાં પ્રકરણમાં સમાવેશ કરૂં છું.

સમાજવાદનાં સ્પષ્ટદર્શનના મહાઅભિલાષો તો હજૂ આજેય આ અંતરમાં અફળાઇ રહ્યા છે; છતાંએ મારી જીવન નૌકાએ આ વિશાળ સંસાર સાગરે ખાધેલી અસંખ્ય ધુમરીઓ પછી તે આજે ઘસાઇ ગઇ છે – ખવાઇ રહી છે: અને સર્વથી વધુ તો સર્વદની ફાંસી પછી મારૂં જીવન ઝેર થયું છે, કાંઇક પરિવર્તન પામ્યું છે એટલે આજે હું મૃત્યુની વાટે ઉભી છું. આને હું મારૂં ત્રીજું, અને મને લાગે છે કે છેલ્લું પ્રકરણ માની રહી છું. આવે સમયે પોતાની ગઇ ગુજરીઓ સંભારનારની મનોદશા તમે કલ્પી લેજો.

પ્રથમને પગલે મને ગુરૂદેવ સાંભરે છે. હું એમને વરસો પૂર્વે છેલ્લા મળી હતી ત્યાર પછી આજ સૂધી પાછી મળવાજ નથી પામી. એઓશ્રીના સંબંધમાં મેં જૂદી જૂદી વેળાએ એક બે વખતે એ ફરી પાછા સરકારી પાગલ – મંદીરના પરોણા હોવાનું સાંભળ્યું હતું. ત્યાર પછીથી ફરીથી એકવાર સર્વદમનના એક પંજાબમાંના વઝીરાબાદના મિત્ર તરફથી એઓશ્રીના અનેરા સેવાધર્મ વિષે સાંભળ્યું હતું. મેં પ્રસંગોપાત એમને વિષે પુષ્કળ તપાસ કરેલી. અમારા સમાજવાદી સરકારી સેવકોદ્વારા હિંદુસ્તાનભરનાં સરકારી કેદખાનાંઓ ખોળી કાઢયાં; મ્યુનિસિપાલાલિટિને દફતરે મરણની નોંધો જોવડાવી. પરંતુ એઓશ્રીના ચોક્કસ સમાચાર એ સમયે તો ન સાંપડયા તે નજ સાંપડયા. આમ છતાંએ આ જીવનમાં એઓશ્રીનાં પૂણ્યદર્શન ભવિષ્યના કોઇ કાળે થવાનાં છે એ વાતની મને એ સમય શી ખબર?

અને પેલા મીલમજૂર માધુને માટે તો વિધાતાએ કોઇ કારી પેજ આલેખેલા! મને સમાજવાદને ચીલે ચડાવનાર આ કામદારના કપાયલા હાથની તપાસ પછી તેને મેં ન નીહાળ્યો તે નજ નીહાળ્યો. ભાગ્યનો અધૂરો આ માણસ અમારી માફક સમાજવાદનાં તત્વજ્ઞાનને બદલે પશુબળિયા સમાજવાદના પંથનો પ્રવાસી થઇ રહ્યો! મારી તપાસમાં તરી આવેલાં સત્યો તેના સમજવામાં આવતાં તે મૂડીવાદનો હળહળતો દુશ્મન થઇ રહ્યો! જે મીલે તેનો હાથ ઉડાવી નાંખ્યો હતો એ મીલની કાપડની વખારમાં આગ લગાડતાં તે પકડાયો. પકડાતાં પકડાતાં ચોકીદારને પોતાની પિસ્તોલથી ઠાર કર્યો. તેના મુકદ્દમા દરમ્યાન પોતાનાં અંતરનું વેર તેણે કોઇ વીરને છાજતી રીતે જગતને કહી બતાવ્યું. તેનાં આ એકજ વર્તન ખાતર હું તેને અમુક સંસ્કારોથી સંસ્કૃત થયલો સમજી મારા સ્મૃતિપટપર સાચવી રાખી રહી છું. મૂડીવાદના આ વેરીને ખૂનને બદલે ફાંસી ફરમાવાઇ; અને તેને મળેલા આ ન્યાયની બીજીજ રાત્રિએ અદાલતને હાથે સજા પામી ફાંસીએ લટકવા કરતાં પોતાને હાથેજ ફાંસો ખાઇ તેણે કારાવાસમાંજ આપઘાત કર્યો.

ડો. દિવાન અને વનરાય શેઠ પોતાની ‘જાત’ પ્રત્યે વફાદાર રહેવાના યત્નો કરતાં મૂડીવાદના મદારપર મહાભારતો રચવાની પરાકાષ્ટાએ પહોંચ્યા! પોતાનાં સામ્રાજ્યો બાકીની દુનિયાપર વિસ્તારવા તેમણે જમીન આસ્માન એક કરવા જેટલી મહેનતો કરી જોઇ. અને આ ઇશ્વરની દુનિયામાં મૂડીવાદે

ફેલાવેલા કહેવાતા 'સુધારા' એ મંજૂર કરેલાં કેટલાંયે પાપોની પરિસીમાએ પહોંચી સોનેરી ખંજરની ધાર અમર કરવાના મિથ્યા ફાંફાં મારતાં મારતાં બિચારા વનરાય શેઠ એક સંધ્યાએ ટેનીસ રમતાં રમતાં હ્રદય બંધ થતાં પ્રભુને દરબારે ચાલી નીકળ્યા ! દિવાનજીએ વનરાય શેઠના સ્વર્ગવાસ પછી મુંબઇ છોડી દીધું. આજે તેઓ ઘણે ભાગે દિલ્હીમાં પોતાનું એક દવાખાનું ચલાવી રહ્યા છે.

માધુના મુકર્દમાના બે સાક્ષીઓ રણમલ અને રામુ મને હમણા થોડા દિવસપરજ મલ્યા હતા. આજ સુધી તેઓ બંને પોતાના માલેકોની મહેરબાનીનાં પાત્રો હતાં પરંતુ મૂડીવાદથી ત્રાસી તેઓ હમણાંજ અમદાવાદની અમારી કચેરીમાં ચપરાસી તરીકે રહ્યા છે.

અને અમારા જૂના જમાનાની મૂર્ત્તિઓમાંથી બેરિસ્ટર અનંત અને ધનપ્રસાદ શેઠ વડી ધારાસભામાં આજે બિરાજી રહ્યા છે. અમારો અને અમારી ચળવળનો નાશ કરવાને તેમનાથી બનતું સર્વ કાંઇ તેઓ બિચારા આજે પણ કરી રહ્યા છે.

અને માધુના વકીલ પેલા રામનારાયણનેય હું નથી ભૂલ્યો. તેમનાં જીવનમાં તો ભારે પરિવર્તન થઇ ગયું છે. પોતાના પૂર્વજન્મના કોઇ સંસ્કારબળે તેમને વકીલાતપર તિરસ્કાર આવ્યો. કેટલાંય વરસો થયાં તેમણે વકીલાતને તિલાંજલી આપી છે. મારા હમણાના પ્રવાસ દરમ્યાન તેઓ મને મારાં એક ભાષણ સમયે કાશીમાં મળ્યા હતા. તેઓ અત્યારે ત્યાંના

રામકૃષ્ણ મીશનમાં જોડાઇ ગયા છે. આ મીશન તરફથી ચાલતી ઇસ્પિતાલમાં તેઓ માંદાની માવજતદ્વારા પ્રભુના આશિર્વાદો પામી રહ્યા છે.

આમ મારી જૂની વાતોમાંના કોઇ પોતાનાં નિર્માણો ભોગવી છૂટયા છે; કેટલાક આજે ભોગવી રહ્યા છે. એ બધું તો ગમે તેમ છે; પરંતુ આ ભૂતકાળનાં સ્મરણું મારી આંખો આગળ તરી આવતાં મારાં મનમાં જન્મી રહેલા ભાવોનું તમને વર્ણન કરી બતાવવાની મારી મહદેચ્છા છે, પણ મને નથી લાગતું કે એ પૂર્ણ કરી બતાવવાની મારામાં શક્તિ હોય. અને અધુરાં અથવા તો આછાં ચિત્રો ખડા કરવાની મારી અનિચ્છા છે.

# પ્રકરણ ૧૯ મું

—-:०:—-

## સર્વદમનની મુક્તિ

---

મારાં જૂનાં સ્મરણુંઓ સંભારી લીધા પછી હું હવે નવી વાતો કરૂં. વરસો વીતતાં ચાલ્યાં; પરંતુ મારા સર્વદમન અને તેમની સાથે પૂરાયલા બીજા સમાજવાદીઓનો છૂટકારો ન થયો તે નજ થયો. આખા દેશની બધી જેલોમાં ઘણાખરા અધિકારીઓનાં અંતરમાં અમારો સમાજવાદ પેસાડી દેવા અમે સમર્થ નીવડયા હતા એટલે સમાજવાદી કેદીઓને ‘ નાશી છુટયા ’ નાં બ્હાનાં નીચે છોડાવી લાવવા અમારે માટે સહેલી વાત હતી; પરંતુ એમ કરવાથી બીજી ધાસ્તીઓ ઉભી થતી હતી એટલે અમે એ કામ કરતાં જરા અચકાતા હતા. છતાંયે આ વાતના વિચારો તો અમારાં મનમાં ખૂબ ઘોળાઇ રહ્યા હતા. પરંતુ માણુસ ધારે છે શું ? અને ઇશ્વર કરેછે શું ? અમારાં મનના આવા વિચારો મનમાંજ રહ્યા અને એક બપોરે કેજાક્રિય વર્તમાનપત્રોના વધારા બ્હાર પડયા ! આ વધારાઓમાં સઘળા સમાજવાદીઓના આવતી કાલે થનારા છૂટકારાનાં વર્ણનો હતાં. .........અને અમારા સમાજવાદીઓ પોતાના કારાવાસમાંથી ફરી એકવાર જગતનાં કર્તવ્યક્ષેત્રમાં આવી રહ્યા.

આ છૂટકારાનાં કારણો – ખરાં કારણો અમે આજ સુધીયે નથી કળી શકયા. સર્વદમનની માન્યતા એવી હતી કે સરકાર

અને મૂડીવાદીઓ માની રહ્યા હશે કે સમાજવાદનાં પૂર પ્રજા હૃદયમાંથી હવે ઉતરી ગયાં છે.. ગમે તેમ હોય; આ વાતની – સરકાર અથવા તો મૂડીવાદની મનોદશાની પરવા અમને થોડીજ હતી. અમે તો અમારાં કામમાં આગળ ને આગળ વધીજ રહ્યા હતા.

સર્વદના છૂટકારા પછીના અઢાર માસો મારાં જીવનનાં સર્વોત્તમ માસો તરીકે હું ગણી શકું છું. આ આખા સમય દરમ્યાન અમે એક દિવસ પણ જૂદા નહોતા પડ્યા.

સર્વદમન છૂટી આવ્યા પછીની પહેલીજ રાત્રિએ અમારાં રહેઠાણુની અગાશીપર ચંદ્રપ્રકાશમાં અમે મોડી રાત્રિ સુધી કેટલીયે વાતો કર્યા કરી. સર્વદમને મને પોતાનો જેલનો અનુભવ કહી સંભળાવ્યો. આટલાં વરસોના કારાવાસ પછી પણ તેમના ઉત્સાહનાં, સમાજવાદ માટેની તેમની ધગશનાં નૂર આછાં નહોતાં થયાં. અને તેમનું બાહ્ય શરીર પણ વધારે સુદૃઢ થયું હતું. તેમનો રમુજી સ્વભાવ પણ તીક્ષ્ણતર થયો હતો.

બીજા દિવસથીજ અમે અમારાં કામ આદરી દીધાં. જે સરકારે સમાજવાદને મરી ગયેલો માની લીધેલો સર્વદમન કહી રહ્યા હતા એ સરકારને પોતાનાં આગમન પછી સમાજવાદના જીવતાં જાગતાં બાહુથી ભડકાવી મુકવાનું મારા સર્વદને ઠીક ન લાગ્યું. અને અમારી ચળવળની પ્રગતિનો ખ્યાલ મારા કહેવાથીજ બાંધી લેવા કરતાં તેમણે પોતેજ બધું જાતે જોઇ વિચાર બાંધવાનું વધુ પસંદ કર્યું.

અને વળી પાછી મારે નશીબે સર્વદને સંગે આખા દેશની મુસાફરી આવી. હિંદુસ્તાનની રાજકિય પ્રવૃત્તિનું ખરૂં બળ, અમે સ્થાપી મૂકેલાં 'મંડળો' ની સાચી શક્તિ અને અમારી ચળવળથી મજૂરોએ મેળવેલી શક્તિઓની કડક કસોટી અમારા પ્રવાસ દરમ્યાન મારા સર્વદમન કરી રહ્યા હતા. હું પણ એમની સાથે મારી શક્તિ અનુસાર અવલોકન કરી રહી હતી.

દેશયાત્રા લગભગ પૂરી કરી લીધા પછી સર્વદમને એક દિવસે આગ્રાથી કાલીનાથ શેઠને આ પ્રમાણે લખ્યું:

"શેઠશ્રી,—અમારી દેશયાત્રા પૂરી થવા આવી છે. આ પત્ર આપને આગ્રાથી લખી રહ્યો છું. હિંદુસ્તાનનાં મુખ્ય મુખ્ય શહેરો ફરી વળ્યો છું. આપણાં 'મંડળો', વર્તમાન રાજકીય પરિસ્થિતિ, સરકારી મનોદશા, મૂડીવાદનાં ખેલ ખટપટો અને બીજી સર્વ દશા નિહાળી લીધી છે. એમ લાગ્યું છે કે આપણાં 'મંડળો' તેનું વર્ણન કરવામાં આવે છે એટલું સુંદર કામ તો નથીજ કરતાં, છતાંયે જે ચાલી રહ્યું છે તેમાં વધુ પ્રાણ પૂરાતાં આવકારદાયી નિવડી શકે એમાં તો શંકાજ નથી. રાજકિય પરિસ્થિતિ તો તમે જાણોજ છો એટલે તેનું વિશેષ વર્ણન અસ્થાને ધારૂં છું છતાંયે એક વાત કહી લઉં છું કે આજે પોતાની આસપાસની રાજકિય પરિસ્થિતિ-થી પ્રજા બેદરકાર બનતી જાય છે. કયાંક કયાંક તો એટલી મંદતા આવી છે કે જો એ એ ક્ષેત્રોમાં સરકાર તરફથી અવનવા ત્રાસનાં અને અન્યાયોનાં આછાં આછાં છમકલાં થતાં ન હોય તો તો કયારનીયે એ ક્ષેત્રમાંથી બધી ચળવળ પંચત્વ પામી

હોત. સરકાર તો પ્રજાનું ડૂબતું વહાણ જોઇ મનમાં ને મનમાં મલકાઇ રહી છે. અને મૂડીવાદનું તો પૂછવુંજ શું હોય ! એ તો તેનાં રાક્ષસી ઘેનમાં ચકચુર છે. સમાજવાદની આપણી સતત ચળવળના પ્રકટ પ્રકાશને અભાવે એ બિચારા મૂડીવાદીઓ તો સમાજવાદનાં પ્રાકટ્યની અશકયતા અને આપણી નિષ્ફળતા નિરખી અસુરોનાં જગતના સેતાનને પંથે પોતાની લાગણીઓ અને વર્તન વહેવડાવી રહ્યા છે. કામદારોપર ગુજરતો ત્રાસ – બિચારાંઓપર વરસતા અન્યાય પ્રતિદિન પ્રચંડ થતાજ રહ્યા છે. જરાક જાગૃત થયલા કામદારોની જાગૃતિ પછીની મંદતાનો લાભ મૂડીવાદીઓ આજે સંપુર્ણપણે લઇ લેવાને ખુબ યત્નો કરી રહ્યા છે ! કેટલાક માલેકોએ કામદારોને આપેલી નાની નાની સુખ સગવડો આજે ફુંકી ફુંકીને છીનવી લેવા માંડી છે ! અને કામદારો આ વાત નથી જાણતા એમતો નથીજ.

"આ બધાંનું પરિણામ આજનાં વાતાવરણમાં ભયંકર ઘડાતું હું જોઇ રહ્યો છું. થોડાજ સમયપૂર્વે મુંબઇના એક મીલ માલેકના મહાલયના દરવાજામાં એક દારૂગોળાની ટોપલી મળી આવી હતી એ વાત તમે જાણીજ હશે. આ એક વાતની અંદર આજના આખાય વર્તમાનનો ઇતિહાસ હું વાંચી રહ્યો છું.

"આ સમયે આપણે શું કરી શકીએ છીએ એ આપણે સત્વર વિચારી લેવું રહ્યું છે આજે આપણે આપણા કામદાર મિત્રોને સમાજવાદનાં તત્વજ્ઞાન સમજાવી સત્ય પંથે દોરવામાં જેટલી ઢીલ દાખવશું એટલી ઉણપ આપણે આપણી ફરજમાં જાણી જોઇને આવવા દઇશું. આપણે જો આપણા સમાજવાદનું તત્વજ્ઞાન ફેલાવવું હોય તો કામદારનાં ઉડાં ઉડાં અંતરમાં તરવરી રહેલું સમાજવાદનું પશુબળ આપણે નષ્ટ કરવું આવશ્યક છે. હું આવું છું; એટલામાં તમે આ વાતો વિચારી લેજો. તમારો, – સર્વદમન."

# પ્રકરણ ૨૦ મું

## બેઠો બળવો

અમે દેશયાત્રા પૂરી કરી પાછા આવ્યા. સર્વદમને સર્વ સમાજવાદી આગેવાનો સાથે મુંબઇમાં પુષ્કળ મસલત ચલાવી. અમે બધા અમારી કાર્યદિશા નક્કી કરવાની, વધુ વિસ્તારપૂર્વક અને ખૂબ સંગીન પાયાઓપર અમારી ચળવળ ચલાવવાની મહા મહેનતમાં પડયા હતા એ સમયે એક બહુ અગત્યનો બનાવ બની ગયો. એ દિવસે મને શી ખબર કે એ બનાવના ગર્ભમાં વિધાતાની અકલ્પ્ય ઘટનાઓ સમાયલી હશે!

આ બનાવ સરકારને હાથે બન્યો. ઘણાય વરસો થયાં લખલૂટ ખર્ચો કરી રહી સરકાર નાદારીને કાંઠે ચાલી રહી હતી. ગમે તે રીતે પણ પોતાનું રાજ્યતંત્ર તેને ગતિમાન રાખ્યેજ છૂટકો હતો. ગમે તેમ પણ સરકારને નાણાં ઉભા કરવાની બહુ જરૂર જણાઇ હતી. અને નાણાં તો કરદ્વારાજ ઉભા કરી શકાય! સરકારનાં પૈસાખાતાંના પ્રધાને ચારે તરફ નજર નાંખી જોઇ અને આખરે સરકારની નજરે 'મીઠું' ચઢયું. આખી જનતાના એક સરખા વિરોધી અવાજની સામે, સરકારી ધારાસભાના મોટા ભાગના સભ્યોના પ્રખર વિરોધ સામે સરકારે મીઠાંપરનો કર બેવડો કર્યો!

અને આખા દેશમાં આગ ઉઠી. સુકાઇ જતી રાજકિય ચળવળમાં ફરી એકવાર તેજ આવ્યાં. સરકારી ધારાસભાના

એક બે પ્રજાકિય આગેવાનોએ ધારાસભામાંથી રાજીનામાં આપ્યાં. પ્રજાકિય ચળવળના સુકાનીઓએ આ કરના વધારાથી ઉઠેલાં વાવાઝોડાંના વાયુ નિરખી પોતાના શઢો છોડી મૂકયા. જોતજોતાંમાં હિંદુસ્તાનનો ખૂણે ખૂણો ખળભળી ઉઠયો.

આખા દેશમાં ઉઠેલો આ મોઠાંનો નાદ અમારા કામદાર વર્ગોના કર્ણપથે પણ તુરતાતુરત વહી ગયો અને અમારી અને દેશમાં ચાલી રહેલી રાજકિય ચળવળ બન્ને ઘડિભર તો એક બીજી સાથે ઓતપ્રોત થઇ ગઇ–ગુંથાઇ ગઇ.

પ્રજાનાં આદર્યાં ઘડીના છઠ્ઠા ભાગમાં પૂરાં કરવા માટે, એ સમયે ઉઠેલી જાગૃતિ બસ હતી. જે ઘડિયો એ સમયે વહી જતી હતી એ ઘડિયોમાં હિંદના પ્રજાસત્તાકનાં ઉગ્ર ભણકાર ગુંજી રહ્યા હતા. સરકાર જ્યારે પોતાના ખૂણાંમાં અસ્ત થઇ જવાના મહાભયથી થરથરી રહી હતી ત્યારે અમારા મૂડીવાદીઓએ તેની પીઠ થાબડી! પોતાના સ્વાર્થમાં ભૂલા પડેલા મૂડીવાદીઓએ સરકારની બાજુ સ્વીકારી અને સરકારનો થરથરાટ શમી ગયો. મૂડીવાદીઓની ધાટી ઓથ નીચે સરકારે પોતાની સામે ઉગી નીકળેલી પ્રજાકિય ચળવળનો સમૂળો ઉચ્છેદ કરી નાંખવા ભગીરથ પ્રયત્નો માંડયા. સરકાર અને પ્રજા વચ્ચેની અથડામણ હવે પ્રતિદિનનો પ્રસંગ થઇ રહી. અને દરેક અથડામણમાંથી ઝણુકતી વિજળીના તેજમાં આખો દેશ અંજાઇ રહ્યો.

બરોબર આ સમયે તકનો લાભ મેળવી લેવાને માટે અને સમગ્ર દેશની મહાચળવળના પાયાઓમાં સીસું પૂરવા ખાતર

સર્વદમને કામદારોની અસાધારણ પરિષદ્ મુંબઇમાં મેળવી. પહેલાંના કરતાં આ પરિષદ્‌ની સાફલ્યતા સવિશેષ સધાઇ એ તો સ્વાભાવિકજ બન્યું કહેવાય. પરિષદનાં સવિસ્તર વર્ણનમાં હું નથી ઉતરતી; પરંતુ સર્વદમને પરિષદ સન્મુખ ઉઘાડેલાં હૃદયના ભાવો આ રહ્યા :

"મારા કામદાર મિત્રો! દેશ ઉપર વા'ઇ રહેલાં વાતાવરણથી આજે તમે અજ્ઞાન હો એમ હું નથી ધારતો. પોતાની સ્વતંત્રતાની સિદ્ધિ કાજે આખો દેશ આજે ઉકળી રહ્યો છે એ સમયે તમારી મદદ વિના કેમ ચાલશે? સમાજવાદ વર્તાવવાના આપણા મનોરથો આજે દેશને ગળે પણ ઉતર્યા છે ત્યારે આપણે સર્વેએ એક સાથે છાતી દાખવવી જરૂરની છે. કામદારો! તમે જગતનું નૂર છો! તમને મૂકીને આગળ વધનાર પોતાનાં પગલાંમાં પાછોજ પડશે એ નિર્વિવાદ છે. અને પોતાનું દેશત્વ પ્રકટાવવા ઇચ્છનાર એક પણ સ્વદેશાભિમાની સંતાન તમને મૂકીને આગળ વધવાનો વિચાર નથીજ સેવતો એની હું તમને ખાત્રી આપું છું. વિચારોમાં, દલીલોમાં, વિતંડાવાદમાં સમય ગુમાવવાનો આજે રજભાર પણ અવકાશ નથી. દેશ આખો સ્વતંત્ર થવાની આગમાં સળગી રહ્યો છે. આપણે આજે દુનિયાને આપણી આખરની ઇચ્છા સંભળાવી દઇએ. તમારી વતી આજનાં જગતને સંભળાવી દેવાની મને સત્તા આપો કે વરસોના વરસો થયાં દબાઇ રહેલા ભારતવર્ષના કામદારો પોતાની ઉપર ગુજરી રહેલાં છૂપા અને સુધરેલા અને ઘોર સિતમો એક ક્ષણભર પણ સાંખી રહેવાને આજની ઘડીથી

ના પાડે છે. પોતાના પ્રત્યેક જુલમગાર સામે આજે તેઓ શાંત અને બેઠો બળવો જાહેર કરેછે. ભલે પછી આત્મજાગૃતિ પામી ચૂકેલા આ બળવાખારોને તેમના જુલમગારો તોપને મ્હોંયે ચઢાવે! કામદારો! તમારાં દુઃખસહનમાંથી જન્મેલો સમાજવાદ જગતના અંત પહેલાં અસ્ત નહિજ પામે એ યાદ રાખજો."

આ સિવાય પણ સર્વદમને અને બીજા આગેવાનોએ કરેલી ઘણી ઘણી વાતો મને અત્યારે યાદ નથી. એ સમયની એકજ વાત મારાં મનપર ઉંડી બેઠી છે; અને તે એ કે સત્ય અને અહિંસાના માર્ગની આકરામાં આકરી મર્યાદાઓ.

• • • • •

બીજે દિવસે આખાં જગતનાં વાતાવરણને હિંદુસ્તનના કામદારોના બેઠા બળવાના સમાચારે કંપાવી મૂકયું.

• • • • • •

અમારો આ બેઠો બળવો જાતજોતામાં તો આખા દેશના સર્વ વર્ગની મત્તા થઇ પડયો એટલે એનો ઇતિહાસ નિરાળો આલેખવો નહિ પાલવે. દેશના સર્વ વર્ગોનાં આગેવાનોએ એક સાથે મળીને રચી કાઢેલા કાર્યક્રમાનુસાર દેશમાં આજ સૂધી પળાતા આવેલા કાયદાઓનો સવિનય નિરાદર શરૂ થયો. મીઠાંનો કર આ ઉગ્ર ચળવળનું મુળ હતો એટલે સવિનય ભંગના મોરચા એ દિશાએ ખાસ મંડાયા. બની શકતી હરેક જગ્યાઓએ હજારો માણસોએ સરકારને નોટીસ આપી છચોક મીઠું પકવવું શરૂ કયું. બીજાઓએ મનાઇ થયલાં ક્ષેત્રમાં દાખલ

થવું શરૂ કર્યું. કેટલાઓએ જપ્ત કરેલું સાહિત્ય વેચવાનું, હાથમાં લીધું. અને આ બધું કરતાં સહન કરવી પડતી કાયદા ભંગની: શિક્ષાઓ તો હસતે મ્હોંયેજ સહન કરી છૂટવાની હતી.

આ પ્રમાણે ઉગ્ર ચળવળ ચાલી રહી અને દેશના હજારો સંતાનોથી સરકારી કેદખાનાંઓ ઉભરાવાં લાગ્યાં એ સમયે પોતાના ઠરાવાનુસાર કામદારોએ કામ છોડયાં; હડતાલ પાડી. પ્રત્યેક પ્રભાતે જૂદાં જૂદાં શહેરોની જૂદી જૂદી મીલોની હડતાલના સમાચારો અમને મળવા લાગ્યા. અને સર્વદમન દરેક કામદાર મંડળને હવે હલાવવા લાગ્યા, ગયા વખતના અનુભવ પછી આ વખતે સર્વ મંડળોયે એક સાથે પડદા પાડવા અતિ અગત્યના હતા એ સર્વદમન બરોબર સમજી રહ્યા હતા.

મારે નશીબે આ સમયે કુલકત્તા રહેવાનું આવ્યું હતું. સર્વદમન મુંબઇમાં રહ્યાં; કાશીનાથ શેઠ અમદાવાદમાં રહ્યા.

હિંદુસ્તાનને હૈયે ચેતેલી હોળીનાં પરિણામ માટે અમે આતુર હતા. અમારા બેઠા બળવંના સંતોષકારક અંત માટે અમે ઉત્સુક હતા

# પ્રકરણ ૨૧ મું

—:૦:—

## હુલ્લડ !

આ બધી ચળવળ ચાલી રહી હતી એની શરૂઆત સર્વોત્તમ હતી. અને સર્વદમનની સાર્વત્રિક હડતાલની ચળવળ સર્વદેશિય થઇ પડવાનાં સ્પષ્ટ નિશાનો જણાયાં એટલે સરકારનાં અને સોનેરી ખંજરનાં લોહી આખરના આરા સૂધી ઉકળી આવ્યા. અમારા કેટલાક મિત્રો તરફથી, અમને કચડી નાંખવાના સાનેરી ખંજર તરફથી થઇ રહેલા મહાપ્રયાસોના સમાચાર મળ્યા, પણ અમે તો અમારાં કાર્યમાં પ્રભુને આશ્રયે મંડયાજ રહ્યા હતા.

અમારાં, અમારા કામદાર ભાઇઓનાં, સોનેરી ખંજરનાં અને આખા દેશનાં ભાગ્યમાં શું લખાયું હશે એની અમને શી ખબર? હું તો મારી સામે ઉઘડતી સમાજવાદની કળી કાલ સવારે એકાદ ગુચ્છાદાર ફૂલ બની પોતાના પમરાટથી અમારાં જીવન આનંદમય – કુદરતમય – પ્રભુમય બનાવી દેશે એ આશાએ કલકત્તાનાં ‘કુપર મંદિર’ માં ચિંતાતુર સમયના ચોઘડિયાં વીતાવી રહી હતી.

જે દિવસની હું હવે વાત કરૂં છું એ દિવસે સવારે સાડા પાંચ વાગે મારી નિદ્રામાં ભંગ પડયો. મારાં મકાન સામેના સરિયામ રસ્તાની પરોઢિયાંની શાંતિ અને નિર્જનતા

ક્ષણવારમાં અલોપ થયાં. હમણાંજ ઉગનારા સૂર્યદેવને કેમ જાણે આજે કોઇ લોહીનાં અર્ઘ્યો અપાવાનાં હોયને! 'હુલ્લડ! હુલ્લડ!', 'પકડો! પકડો', 'મારો! મારો!' વિગેરે જેવા અનેક પ્રકારોની બૂમોથી વાતાવરણ કંપી ઉઠયું. એટલામાં મારા ટેલીફોનની ઘંટડી વાગી. મને ત્યારેજ ખબર પડી કે રાત્રિના બે વાગ્યાને સુમારે એક મજૂર સ્ત્રીપર કોઇ સિપાઇયે ચોક બળાત્કાર કર્યો હતો; અને મજૂરો ઉશ્કેરાયા હતા. એમ પણ એ સમયે મને ચોક્કસ પાયે ખબર મળ્યા કે આ નીચ તરકટમાં અમારા દુશ્મનોનો સીધો હાથ હતોજ

અને વાત પણ ખરીજ છે. અમે ઉઠાવેલા બેઠા બળવાની અભેદ શાંતિ સામે તો કોઇ પણ ઉભા શકે એ અસંભવિત હતું. અમારાં શાંત બળના પ્રચંડ વહેનમાં તો અમારા માર્ગમાંના સર્વ કોઇને પણ તણાઇ ગયેજ છૂટકો હતો. અને અમારા દુશ્મનો ઓછા કાબેલ તો કયાંજ હતા!

જોતજોતામાં તો આખાં શહેરમાં દુઃખ, ભય, ત્રાસ અને સિતમનું વાતાવરણ જામી રહ્યું. ઉશ્કેરાયલા મજૂરો કયાં અટકે એ કેમ કહેવાય? અને શહેરના તાર અને ટેલીફોનનાં દોરડાં કપાયાં, અમૂક મકાનોને અને પોલીસ ચોકીઓને આગ લાગી. કોઇ હિંસક પ્રાણી લોહીનો સ્વાદ ચાખતાં વધુ છંછેડાય તેમ તોફાને ચઢેલી બંને બાજુઓ બરોબર છ વાગે વિમાનમાંથી છૂટેલા ગોળાના ભોગ થયલા બેચાર મનુષ્યોનું રક્ત નિરખી વધુ છેડાઇ.

ક્ષણવારમાંજ ભયંકર વાતાવરણ વાઇ રહ્યું. બંને બાજુઓએ અનહદ ઉશ્કેરણી ફેલાઇ હતી. વધુ વિચાર માટે મારી

પાસે વખતજ ક્યાં હતો ? હું મારા નિવાસસ્થાનમાંથી મારા એક મિત્ર સાથે નીચે જામેલાં ટોળાંની મધ્યમાં આવી ઉભી. અમારી પાસેથી જરાવારમાં યાંત્રિક તોપો પસાર થઇ. ચારે બાજૂએથી વેરના – એક બીજાની જીંદગી ખતમ કરી નાંખવા સુધીનાં વેરના ભયંકર પડકારો પડી રહ્યા હતા.

વિમાનોમાંથી છૂટતા ગોળા, બંદૂકોમાંથી છૂટતી ગોળી અને એ ઉપરાંત ઉડી રહેલી ડંડાબાજીની વચ્ચે અમે– સમાજવાદીઓએ કામદારોને કાબૂમાં લેવા કેટલાયે યત્નો કરી મુકયા; પણ સોનેરી ખંજરના યમદૂતોએ પોતાની બંદૂકોના ખખડાટ વચ્ચે અમારૂં સંભળાવા ન દીધું. અને કલકત્તાને આંગણે ફાટેલા મૂડીવાદના જવાળામુખીમાંથી વહી રહેલા બળતા રસમાં કેટલાયે ઇશ્વરનાં સંતાનો બળી મુવા !

આ પરિસ્થિતિની વચ્ચે મારો મરણભય ક્યાં વહી ગયો એની મને કલ્પનાયે નથી આવતી. અને આ સળગતી આગને બને તેટલી કાબુમાં લેવા અને તેમાંથી ઉગરી શકે એટલું ઉગારવા એ સળગતા અંગારમાં ઝંપલાવેલા અમારા બધાય સમાજવાદીઓની મારા જેવીજ મનોદશા થઇ ગઇ. કેમ ન થાય ? સામાન્ય નજરે જોતાં અમારે શી વાત ગુમાવવાની હતી ? અને કામદારો પણ તે દિવસે મરણિયા થયા હતા ! તેઓએ તો એમજ માની રહ્યા હતા કે આ ઝપાઝપીમાં તેઓને ગુમાવવાનું કાંઇયે નહોતું. તેઓને ગુમાવવાનું જો કાંઇયે હતું તો તે તેઓનું મૂડીવાદે કરી મૂકેલું દુઃખમય જીવન અને એ જીવન જીવવાનો પડતો ત્રાસ !

મારાં મનમાં મારી આસપાસ ઘડાઇ રહેલા ઇતિહાસનું કારણુ દુઃખ ચેતી રહ્યું હતું; અને મને થઇ રહ્યું હતું: " અમારૂં કામ હાથથી ગયું ! " પણ ......... છતાંયે ......... આ નિરાશામાં; એ સમયના મોતના પંજામાંએ સમાજવાદના ઉજ્વળ ભાવિ માટે મારામાં નિરાશાનો એકાદ અંકુર સુધ્ધાંયે નહોતો ઉગ્યો. હું વિચારી રહી હ : ' ઘડીભર ધારૂં કે અમારાં આદર્શો આજે આ દશામાં અધુરાંજ પરિણામે! તો યે શું? આ જગતમાં ઇશ્વરનું અસ્તિત્વ હોય તો સમાજ-વાદનાં સાફલ્યો સધાયેજ છૂટકો. ' અને આ ભાવના મારી સમક્ષ નવચેતનના ભંડાર ઉઘાડા મુકતી.

• • • • •

મારાં કર્ણદ્વારે હજૂ પણ જાણે તોપના ગોળાના ગગનભેદી નાદો સંભળાતા હતા! મારી આંખ સામે જાણે સેંકડો કામદારો સોનેરી ખંજર વડે વીંધાઇ રહ્યા હતાં. ઘડીભર મારી બુદ્ધિ ઠેકાણે આવતી અને મારી મનોદશા હું બરોબર સમજી શકતી. મારાં માથામાંથી લોહી ટપકતું હતું. મારો બરડો અને સાથળ કોઇ મૂઢ મારે છવાઇ ગયા હતા. હું નિશ્ચેષ્ટ હતી. મા ી જીવનજ્યોતિ મને પોતાનેજ ઝાંખી પડતી જણાતી હતી.

એ સમયે સામેની બારીના કાચને ભેદી પ્રભાતના બાલ સૂર્યનાં થોડાંક કિરણો મારાં કપાળપર પડી રહ્યા હતા. અને મારાં કપાળપર કોઇ મૃદુ હાથ ફરી રહ્યો હતો. મને વધારે શુદ્ધિ આવી અને ઢળેલાં પોપચાં ઉપાડી મારી નબળી આંખો

મેં મારાં કપાળપર હાથ ફેરવી રહેનાર તરફ વાળી અને મને મારા એ ગુરૂદેવનાં દર્શન થયાં! નબળા પડેલાં મારાં હૃદયમાં ગુરૂદેવનાં દર્શને બળવાન ધબકારા વાગવા લાગ્યા. આવેશના ઉભરામાં કાંઇક બોલવા મેં યત્ન કર્યો; પણ ગુરૂદેવે આંખના અને હાથના ઇસારે મને મૌન રહેવાની આજ્ઞા આપી હું મૌનજ રહી. મારામાં બોલવાનું સામર્થ્ય પણ ઓછુંજ હતું.

મારી ગમે તેટલી નબળાઇ છતાંયે, મારી બુદ્ધિનાં એ સમયનાં ગમે તેટલાં અસ્વાસ્થ્ય છતાંયે ગુરૂદેવે મારા બિછાનાંપર બેસી મને કહેલા શબ્દો મારાં કાનમાં આજેયે જેવા ને તેવા ગુંજી રહ્યા છે. એઓશ્રીએ મને કહેલું :

"બેટા, તરલિકા! તારી તબિયત અત્યારે ઠેકાણે નથી. જો, બેટા! પરમદિવસનાં હુલ્લડમાં તું ઘાયલ થઇ છે. બેટા! એ યાંત્રિક તોપોના કારમાં ગોળાઓના ભયંકર નાદો આજે બંધ થયા છે. આજે તો આ આખું શહેર મૃત્યુના જેવી ભયંકર શાંતિમાં સતું છે! તરલિકા! બાપુ! જગતની – તારી – તારા કામદારોની – અને તારા સમાજવાદની ચિંતા અત્યારે તો તું પ્રભુને ખોળેજ મૂકજે. જો! આપણાં અહિંનાં હુલ્લડની આવૃત્તિઓ – પ્રભુ જાણે કેમ – પણ આખા દેશમાં ભજવાઇ છે ......... અને ............ મને લાગે છે કે આ બધાં કારસ્થાનોનાં મૂળરૂપ એ સોનેરી ખંજરે આજે તો આપણું કાર્ય ભાવિના કોઇ પૂણ્ય સમય સુધી પાછું ઠેલ્યું છે! પણ તરલિકા! આપણી આશાઓ અમર છે! મૂડીવાદને ઠેકાણે પાડી દેવામાં આજે આપણે અસમર્થ નીવડ્યા છીએ. આમાં

કોનો વાંક? મૂડીવાદને આપણે આજે નથી દબાવી શક્યા કારણ આપણે કમજોર છીએ: આપણે કમજોર છીએ કારણ કે આપણું સંઘબળ હજુ ઓછું છે; આપણું સંઘબળ ઓછું છે કારણ આપણું પ્રચારકાર્ય અને વ્યવસ્થા ઓછાં છે. અને આપણી સામેના મારકણા મૂડીવાદને સમાજવાદ પ્રત્યે સુધારવાનો અથવા દુનિયાનાં હિતાર્થે મિટાવવાનો આપણો અડગ નિશ્ચય કાયમ છે તો આપણી સર્વ આશાઓ ભાવિના કોઈ અનુકૂળ સમયે સફળ થવાની છે એવી મારી સંપૂર્ણ શ્રદ્ધા છે."

# પ્રકરણ ૨૨ મું

—:o:—

## " એજ - એજ મારી મનકામના "

ગુરૂદેવના આ શબ્દોએ મારાં મનમાં અકથિત લાગણીઓ ઉપજાવી મૂકી. મારી તબિયત સારી થાય અને હું ગુરૂદેવ સમક્ષ મારી લાગણીઓના ઉભરા ખાલી કરૂં એ પહેલાંજ એક સંધ્યાકાળે મારી તબિયત સુધરતી જોઇ એઓશ્રીએ મને કહ્યું:

" તરલિકા ! તારી તબિયત સુધરતી જાય છે. જો ! હું તો હવે આ દુનિયાનો અહીં તહીં ભટકતો એક જીવડો છું. તને તો ખબરજ છે કે તે દિવસે મારી ચ્રૂમમાં બેઠાં બેઠાં મેં જોયેલી પેલા પરમ કૃપાળુ પ્રભુના બે પુત્રિઓ પાસેથી મારાં જીવનનો મેં એક મહાબોધપાઠ મેળવ્યો છે. એમનાં દર્શનનાં સુભાગ્ય પછી મારો જીવનપંથ પલટી ગયો છે. સેવા એ મારો પરમધર્મ થઇ પડ્યો છે. જગતથી કંટાળી ઝેર પી મૃત્યુને ભેટવા તત્પર થયેલા એક દુઃખી માણસને બની શકે તો ઉગારવા જતાં હું આ હુલ્લડમાં અટવાઇ રહ્યો; અને મૃત્યુની વચમાં તને મેં એ સમયે જોઇ લીધી. તારી પાસે હું હજૂતો આવું છું - આવું છું એટલામાંજ એ માનવ - શિકારીની બંદૂકમાંથી સનસનાટ કરતી ગોળીએ તારૂં ભાલ ભેદી નાંખ્યું અને તું બેભાન બની.

તારા આ જીવલેણ મંદવાડમાં શરૂઆતની સારવાર કરી હતી, તારી તબિયત સ્હેજ સારી દેખી હું આજે રાત્રે અહીંથી

જવા તૈયાર થયો છું. તરલિકા! તને હજૂયે આ દશામાં મૂકી ચાલ્યા જતાં મને દર્દ થાય છે. તને મૂકી જવાની મારી આજે ફરજ થઇ પડે છે. સર્વદમનને અને બીજા મિત્રોને મારા સમાચાર આપી દેજે. મારા સાચા સન્યાસ પછી બે ત્રણ વેળા આપણે આમ આકસ્મિક રીતે મળી ગયા છીએ અને હજૂયે આયુષ્યનો અવશેષ હશે અને હરિની ઇચ્છા હશે તો ફરીથી કોઇ પણ પ્રસંગે મળી શકીશું..........."

ગુરૂદેવ ગયા. અને તે રાત્રિએ ગુરૂદેવના ગયા પછી અમારાં નષ્ટ થયલાં તાત્કાળિક કાર્યપર મેં આંસુ સાર્યાં.

મારી તબિયત સારી થતી ચાલી અને હું મુંબઇ જવા નીકળું તે પહેલાં તો મને કાચાં સાધનો દ્વારા સમાચાર મલ્યા કે મારો સર્વદ ફરી એકવાર સરકારનો કેદી થયો હતો. આ સમાચારને હું કાચાં સાધનોએ મળેલા સમાચ ર એટલા માટે કહું છુ કે હુલ્લડ પછીની મૃત્યુની શાંતિમાં તાર, ટપાલ અને આગગાડી સરકાર અને સરકારના પરવાનાધારી સિવાયના અન્ય સર્વને માટે બંધ હતાં.

મને પાંખ હોત તો હું ઉડીને પહોંચત, મારામાં અગાઉના જેવી શક્તિ હોત તો હું ચાલીને જાત પરંતુ આ સમયે તો મારા સર્વદને ભેટવા માટે અથવા તો તેમના સાચા સમાચાર મેળવવા માટે હું અસમર્થ હતી. છતાંયે મેં તે માટેનો એકાદ પ્રબંધ રચી લીધો હતો અને થોડાક દિવસમાંજ સાચા સમાચાર મેળવવાની આશામાં હું ઝૂર્યાં કરતી હતી.

*　　*　　*　　*

ગમે તેમ; પરંતુ આ સમયે–અથવા તો આ સમય પછીના નજીકના ભવિષ્ય કાળને માટે પણ અમારૂં કાર્ય ખતમ થઇ ચુકયું હતું. અમારાં દળમાં નિરાશાના નાદો સંભળાતા હતા; એહા ને બદલે ઉભા બળવાનાં નિશાનો તરવરતાં હતાં અમારી અને મૂડીવાદની વચ્ચે કેમ જાણે એકાદ નવું તત્વ જન્મતું હોયને!

અમારે કાને એક અરાજક ટોળીના પડઘા આવ્યા! અમે તો માનીએ છીએ કે :એને માટે તો–આવી ટોળીને માટે તો–આ જગતમાં કાંઇયે ભાવિ–ઉજળું અથવા તો કાળું–જરાય જીવન–લાંબું અથવા તો ટૂંકું–છેજ નહિ. આવાં ઉફાનોનો તો અમે માનીએ છિયે કે ઉગતાંમાંજ આપોઆપ ઉચ્છેદ થઇ જવાનો. કઇ–રીતે એ કહેતાં પહેલાં મને મારા સર્વદ સાંભરે છે! અને એમનાં એક પુસ્તકમાંના આ શબ્દો મારી આંખ સામે તરવરી આવે છે:

“આ જગતની જમીનના ટૂકડા પડયા અને એ ટૂકડે ટૂકડે એક એક માલદારનાં નામો છપાયાં–માલેકી સ્થપાઇ. અને એ જમીપર ખડી કરાયેલી એ મહેલાતોના ખૂણે ખૂણે દુનિયાની દોલત સંઘરવાનો કારભાર શરૂ થયો અને આ મહેલાતોને માથે સ્વાર્થની–શુધ્ધ સ્વાર્થની વિજય પતાકાઓ ફરકવા લાગી એ દિવસે ગરીબોને માથે મોત ફરી વળ્યું મૂડીવાળાઓના સ્વાર્થની પ્રપંચી જાળોમાં જકડાઇ રહેલા ગરીબ પ્રાણીઓને પોતાના છૂટકારા કાજે દમ ખેંચવાનો–

તરફડિયાં મારવાનોએ અધિકાર નહિ કે? મૂડીવાદનાં કરોડો કાવત્રાંઓ પણ કામદારોનો આ અધિકાર છીનવી લેવા અશક્ત છે. આમ થતાં – તરફડિયાં મારતાં – કામદારોનાં મોત થશે તો તેમનાં મુડદાંઓ સાથે મૂડીવાદની જાળો સડી જશે અને એ તરફડિયાં સફળ થશે તો જાળનાં બધનો ઢીલાં થશે. અને ગણ્યા ગાંઠયા મૂડીવાદીઓની જાળો ગમે તેટલી મહાન તોયે કરોડો કામદારોને ક્યાં સુધી સપડાવી રાખશે? કેટલાકના જાન લેશે? એટલે ભવિષ્યની એક ધન્ય ઘડી કામદારોનાં વિજયધ્વજારોપણ માટે વિધાતાને ચોપડે લખાઇ ચુકી છે એ નિ:સંદેહ છે, ”

• • • • •

અને પોતાનાં જીવનનાં પુણ્યકાર્યો સાધતાં સાધતાં મારા પતિદેવ આજથી બે માસ પૂર્વે ફાંસીને લાકડે ચઢી ચુકયા છે!

* * * * *

આજે ગરીબોનો અંતરતાપ બહુ બહુ વધી ગયો છે. ગમે તેવી નિરાશાનાં વાદળો પણ અમારે માટે સરજાયલા ભાવના ભણકારોથી ભેદાઇ જશે; ગમે તેવાં વિઘ્નોનો અમારાં નિશ્ચય બળ આગળ નાશ થશે. કામદારોની આંતરડીના કકળાટમાં સોનેરી ખંજરને સમાયેજ છૂટકો છે. અને આ ધન્યદિનનાં વિજયી પગલાં આખાં વાતાવરણમાં આજે – બે માસો પછી ફરી એકવાર વાગી રહ્યાં છે.

અને ફરી એકવાર નજીકનાં ભાવિનીજ ધન્ય પળોમાં દુનિયાના કામદારો પોતાનાં જાન ખેંચી રહેલાં એ સોનેરી ખંજરનો મૃત્યુઘંટ વગાડવાને આખરનાં પ્રયાણ આરંભશે. આંતરાષ્ટ્રિય ક્રાંતિ થશે. તે હશે દુનિયા જેટલી મહાન; અને તેટલીજ વિશાળ ............

અમારી દશા પલટાય છે; પણ મારા સર્વદવિહોણું જીવન મને નિરસ લાગે છે. મારાં અંતરનો દુઃખ ભાર અસહ્ય થાય છે. આવતી કાલે તો જગતનો મુડીવાદ અરતાચળે ઉતરી જશે. અને આ વસ્તુસ્થિતિ ઉપજાવવામાં મારા પતિદેવનો હાથ છે – ભાગ છે. હું – એમની અર્ધાંગના, કામદારોનો – અરે, જગતના પિતાઓનો વિજય નિરખી મારા પતિદેવને એમનાં કાર્યની પૂર્ણાહુતિનો મહાસંદેશ પ્હોંચાડવા પ્હોંચી જાઉં એજ............... એ............જ મારી——

——સમાપ્ત——

# હિન્દુસ્થાન

અને

## અખબારે—સોદાગર.

પશ્ચિમ હિન્દુસ્થાનમાં હિન્દુ માલેકીનું

એકજ રોજીંદું સાંજનું

# ગુજરાતી પેપર

રવિવાર સિવાય હર સાંજે પ્રગટ થાય છે.

મુંબઇ ઇલાકામાં રોજીંદામાં સોંઘામાં સોંઘું.

હિન્દુઓની વસ્તી ઘણી છે અને

"હિન્દુસ્થાન" એકજ હિન્દુ માલેકીનું

રોજીંદુ પેપર છે.

અને તેના ઘણાજ ઉમદા અને આગળ પડતા

વિચારો માટે જાણીતું છે.